॥ श्रीबाळकृष्णो जयति ॥

સુરત શ્રીબાળકૃષ્ણજીના છપ્પનભોગ મહોત્સવ

તથા

# શ્રીમદ્ ગોસ્વામી શ્રી ગોવિન્દલાલજીના ઉપવીત શોભા વર્ણન.

—: રચનાર :—

પુષ્ટીમાર્ગીય કવિવર્ય

ત્રિકમદાસ શિવદાસ નવાપુરવાસી.

—: છપાવી પ્રસિદ્ધ કરનાર :—

વૈષ્ણવ ત્રીભોવનદાસ મોજીલાલ નવાપુરવાળા.

નવાપુર, ટી. વી. રેલ્વે.

સંવત ૧૯૮૧] [ઇ સ. ૧૯૨૫.

ન્યોછાવર રૂા. ૦-૪-૦.

॥ શ્રીવલ્લભમ ॥

# પ્રસ્તાવના.

અખંડ ભૂમંડળાચાર્ય આચાર્ય ચક્રચૂડામણિ શ્રીમદ્ વલ્લભાચાર્ય શ્રી મહાપ્રભુજીના વિમળ પુષ્ટિમાર્ગમાં સાત ગાદી મુખ્ય છે. તે સપ્ત ગાદીના સપ્ત સ્વરૂપો કહેવાય છે તેમાં ષષ્ઠ ગાદીના નિધિ સ્વરૂપ શ્રી બાળકૃષ્ણજી છે. જે અધુના સુરતમાં ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીવ્રજરત્નલાલજીના શિરે બિરાજે છે. મહારાજશ્રીએ સંવત ૧૯૭૮ના ચૈત્ર શુકલ પંચમીને દિને સ્વકીય જ્યેષ્ઠ લાલજી શ્રી ગોવિંદરાયજીને યજ્ઞોપવીત ધારણ કરાવવાનો પ્રસ્તાવ નિર્માણ કર્યો હતો, તે પ્રસંગે આપશ્રીએ સ્વકીય સેવ્ય સ્વરૂપશ્રી બાળકૃષ્ણજીને છપ્પનભોગનો મહામનોરથ તેમજ વાર્ષિક મહોત્સવો પણ કર્યા હતા.

તે સમયની અપૂર્વ લીલાનું કવિવર્ય ભગવદીય ત્રીકમદાસ શિવદાસ નવાપુરવાળાએ કાવ્યરૂપે ગુજરાતી તથા હિંદીભાષામાં પુષ્ટિમાર્ગીય ભાવાનું-સાર રસમય ધોળ તથા પદોમાં વર્ણન યોજેલું, તે વૈષ્ણવોના આનંદાર્થે આજે આ ગ્રંથરૂપે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

મહારાજશ્રી વ્રજરત્નલાલજીનો પ્રૌઢપ્રતાપ, વિદ્યાનુરાગ, પ્રસંગોચિત કાર્યદક્ષતા, પ્રભુસેવા પરાયણતા, આદિ અનેક અલૌકિક દિવ્યગુણો અને સ્વરૂપ સામર્થ્યનો આપશ્રીના સમાગમમાં આવનાર સૌ કોઈને સુપરિચય હોવાથી તત્સંબંધમાં વિશેષ લખવું અનુચિત જણાય. મહારાજશ્રીની સંપૂર્ણ કૃપાથીજ આજે આ ગ્રંથ વૈષ્ણવોના કરકમળમાં મુકવાને ભાગ્યશાળી થયો છું.

કવિવર્ય ત્રિકમદાસભાઈએ જે પરિશ્રમ લઈ આ કાવ્ય સિદ્ધ કર્યું છે, તેનો સર્વે વૈષ્ણવો સહર્ષ લાભ લેશે એવી આશા છે. કવિની અદ્ભુત વર્ણન શક્તિથી કોઈપણ વાંચકને તે પ્રસંગનો તાદૃશ ચિતાર નયન સમીપ ખડો થઈ જશે.

સંવત ૧૯૮૧ના
ચૈત્ર શુકલ
નવાપુર ટી. વી. રેલ્વે

લી૦ શ્રી વલ્લભકુળના દાસાનુદાસ,
ત્રિભુવનદાસ મોતીલાલના
સવિનય ભગવત્સ્મરણ.

# અનુક્રમણિકા.



श्रीमद् गोस्वामी श्री गोविन्दलालजी महाराज.

प्रागट्य संवत १९७० फाल्गुन सुद ११.

॥ श्री ॥

# श्री बालकृष्णोजयति.

શ્રી સુરત મોટા મંદિરના શ્રીમદ્ ગોસ્વામી
મહારાજ શ્રી વ્રીજરત્નલાલજીના મોટા
લાલજી શ્રી ગોવીંદલાલજીના ઉપવીત તથા
શ્રી બાળકૃષ્ણલાલજીને છપ્પન ભોગના
મનોરથો સંવત ૧૯૭૮ ની સાલમાં થયા
તે સમયના આનંદનું કાવ્યરૂપે વર્ણન.

કર્તા:-વૈષ્ણવ મિ. શિ.

# ધોળ ૧ લું.

## પ્રથમ મંગળ ગીત.

### રાગ—મામેરાનો.

શ્રી બાળકૃષ્ણ પ્રભુને ચરણે નમું, ગાવું મંગલ ગીત રસાળ;
વધાવો વેગે આવીયો, રાયશ્રી વલ્લભ ઘેર આજ—વધાવો. ટેક

વધાવો સુંદર સોહાવીઓ,
શ્રી બાળકૃષ્ણ મંદિર નિજ ધામ.—વધાવો....રાય.
ધન્ય શહેર સુરત રૂડું શોભતું,
જહાં બિરાજે પ્રભુનો પરિવાર—વધાવો....રાય.
આપો વાણીયે રસ શ્રીનાથજી,
વરણું લીલા પરમ પવિત્ર.—વધાવો....રાય.
લીલા રૂપ પુન્યવંત તાતજી,
શ્રીમગનલાલ પ્રભુના જશ ગાવો.—વધાવો....રાય.
નિજ કુંવર પ્રતાપિરે પ્રગટીયા,
શ્રી બ્રીજરત્ન તેજના ભંડાર.—વધાવો....રાય.
શ્રી વલ્લભ વંશ શોભાવતા,
ગુણ રૂપછો ચતુર નિધાન.—વધાવો....રાય.
લીલા અકળ પ્રભુશ્રીબાળકૃષ્ણની,
પ્રતાપી જાણ્યા સાક્ષાત્.—વધાવો....રાય.
શ્રીબ્રીજરત્નલાલ શું કૃપા ઘણી,
આનંદ વેલી વંશ વિસ્તારી—વધાવો....રાય

બીરાજે પનોતા વ્રજરાયજી,
શ્રીકૃષ્ણ પ્રિયા પનોતા સૌભાગ્ય.—વધાવો....રાય
બે લાલજી આપઘેર જનમીયા,
શ્રી વલ્લભ એહુ પ્રમાણ.—વધાવો...રાય.

નંદધામ સુંદર શોભાવીયા,
શ્રી બળીભદ્ર કૃષ્ણ નીરખાય.—વધાવો....રાય.
મોટા કુંવર શ્રી ગોવીંદરાયજી,
શ્રી કુંજબિહારી લાલ કહેવાય—વધાવો....રાય.

શ્રીમધુસુદન અનુજબંધુ જાણીએ,
જોઇએ રમતા લાલજીની જોડ.—વધાવો....રાય.

બેઉ બાંધવ સંગે બિરાજતા,
શ્રી બહેનાજી સુભદ્રાજી જેવા.—વધાવો...રાય.
બિરાજે નિધીરે વ્રજધામની,
સાજે નંદભુવન લીલા પુર્ણ.—વધાવો...રાય.

શ્રીગોવીંદલાલજી વર્ષ નવના થતા,
બ્રહ્મ ઉપવીત ધરવા જોગ.—વધાવો....રાય.

શુભ સમય દિવસ વેગે આવિઆ,
શ્રી માત પિતાને હરખ અપાર.—વધાવો...રાય.

ઘેર આવ્યો પ્રથમ રૂડો સોહિલો,
મંગલ કાજ કરવા બહુ ઉમંગ—વધાવો....રાય.

લાડેકલા લાલ દ્રીજ વર થશે,
દંપતીને એવા મન હર્ષ–વધાવો...રાય.
યજ્ઞોપવિત લાલજીને આપવા,
કરવા ભારે પ્રસ્તાવ શોભીતા–વધાવો....રાય.
મોટા મોટા કારજ આરંભીયા,
શ્રી મહારાજ ઉમંગ ન સમાય–વધાવો....રાય.
મંદીર રંગ્યા મહોલ નવા બાંધીયા,
દીસે દ્વારિકા જેવાં ભુવન–વધાવો....રાય.
નિજ ધામ પ્રભુના ચિતરાવીયા,
જોતા જન મન શીતળ થાય–વધાવો....રાય.
શુભ મુરત જનોઇના જોવાડીયા,
જોશી શાસ્રી બેસાડી આપ–વધાવો....રાય.
કીધી નિર્ણય તીથીરે નીર્મળી,
ચૈત્ર સુદ પંચમી રવીવાર–વધાવો... રાય.
પ્રસ્તાવના કાજ આરંભતા,
મન પ્રગટયો પ્રેમ મહારાજ–વધાવો....રાય.
શ્રી બાળકૃષ્ણ પ્રભુને આનંદ થવા,
આભુષણુ શોભીતા અધિકા કરાવ્યા–વધાવો....રાય.
શીનગાર હિરા ને મોતી તણા,
વળી સાજ જરીના ઝલકાવ્યા–વધાવો....રાય.

નિત્ય અધિક હરખ છે મહારાજને
દ્રવ્ય ખરચના નથીરે પ્રમાણુ–વધાવો....રાય.
પ્રસ્તાવ કાજે જોઇએ શોભતું,
વસ્ત્રઆભૂષણુના ઓરડા ભરાવ્યા–વધાવો....રાય.
સન્માન પહેરામણી કારણે,
ભારે વસ્તુ આવે મોઘા મુલ–વધાવો....રાય.
શ્રીવહુજી બેટીજી લાલજીને પહેરવા,
જેમ જોઇએ શોભીતા શણગાર–વધાવો....રાય.
આભ્રણ વસન અમુલ્ય વસાવીયા,
રાજ વૈભવે શોભે પ્રસ્તાવ–વધાવો....રાય.
વળી કાજ અલૌકીક ધારીયા,
પ્રગટયા ભાવ મહારાજને મંન–વધાવો....રાય.
અગમ આનંદ પ્રભુને રીઝાવવા,
શ્રી બાલકૃષ્ણલાલ નીધી કાજ–વધાવો....રાય.
છપ્પન ભોગના મનોરથ માંડવા,
લડાવવા ઓચ્છવ સહિત–વધાવો....રાય.
ઓચ્છવ કરવા પ્રથમ બારમાસના,
લીલા રીતે ભોગ શીનગાર–વધાવો....રાય.
શ્રી બાળકૃષ્ણ સંગનીધી સર્વને,
આરોગવાવવા છપ્પન ભોગ–વધાવો...રાય.

શ્રી વ્રિજરત્ન પુરણુ નીજ પ્રેમથી,
નિર્ણય કીધા ધરીને હલ્લાદ—વધાવો....રાય.
વેગે સામગ્રી સીધ્ધ કરવા તણી,
કરી આજ્ઞા સેવક સરવે તેડી—વધાવો....રાય.
અલૌકીક યજ્ઞ આરંભીયા,
કરવા પ્રથમ પ્રભુ પ્રસન્ન—વધાવો....રાય.
તુર્ત ચતુરભીતરીઆ તેડાવીઆ,
સામગ્રી સાજ સમજાવ્યા—વધાવો....રાજ.
અનસખડી દુધ ઘર નાગરી,
કરવા ઠામ વાડીના વિશાળ—વધાવો....રાય.
મોટા મોટા બંધાવ્યા ત્યાં ઓરડા,
તે થયા તરત તઇયાર—વધાવો....રાય.
સામગ્રીના કાજ શુરૂ થયા,
સેવક સતગણુા સેવામાં લાગ્યા—વધાવો....રાય.
તૈયાર વસ્તુ જેમ થાય છે,
ભરવા માંડયા મોટા ભંડાર—વધાવો....રાય.
કામ સર્વે મહારાજ તપાસતા,
મહાયજ્ઞ ભવ્ય સમુદાય—વધાવો....રાય.
શ્રીગીરીરાજ ધરણુ ઘણું હરખીઆ,
જોઇ આનંદ રૂપ મહારાજ—વધાવો....રાય.

પ્રસ્તાવ પ્રારંભે વહાલે તેડીયા,
વેગે પધાર્યા આપશ્રીજી દ્વાર–વધાવો....રાય.
પ્રેમ ઉછલીત મળ્યારે શ્રીનાથને,
શીનગાર ભોગથી રીઝાવ્યા–વધાવો....રાય.
શ્રી તીલકાયત સહિત આનંદથી,
સ્નેહ ભાવે પ્રસન્ન કીધા નાથ–વધાવો....રાય.
પુર્ણ કીધા મનોરથ મન તણા,
લઇ આજ્ઞા આવ્યા નિજ ગ્રેહ–વધાવો...રાય.
ઓચ્છવ કારજ શ્રી બાળકૃષ્ણના,
કીધા આરંભ સર્વ મન ભાવ–વધાવો...રાય.
ધાર્યા રૂપ પ્રભુના કારજ કરો,
છો ઉદાર અવધિ ગંભીર–વધાવો....રાય.
શ્રી બાળકૃષ્ણલાલની કૃપા થકી,
શ્રી ગ્રીજરત્ન સુજસ પ્રકાશે–વધાવો....રાય.
આનંદ વાધ્યો સુરત મોટા મંદીરે,
છપ્પન ભોગને જનોઇના પ્રસ્તાવ–વધાવો....રાય.
વાગ્યા વાંજા નગારખાના ગડગડયા,
થયા આનંદ ભેરીના નાદ–વધાવો....રાય.
જાણ્યું શહેર પ્રદેસને ગામડે,
વૈષ્ણવ જન હરખે અપાર–વધાવો....રાય.

# ધોળ ૨ જુ.

## લાડકા લાડુની રીતનો. વધાવો બીજો.

(રાગ શ્રી ગોકુલમાં એક નંદજીનું ધામ)

ધન ધન સુરત નગરી કહેવાય,
શ્રી બાળકૃષ્ણુના મંદીર સોભાય,
શ્રી વલ્લભદ્વાર આનંદ વરતાયતો,
શ્રી બીજરત્ન ઘેર સોહિલોરે—૧

સોહેલાલાલ સુંદર એહ સાજે,
મોટા કુવર ગોવીંદ રાયજી બીરાજે,
મંગલ રૂપે નિહાલીયે આજે,
વધાવો સોહાગણો પ્રેમથીરે—૨

ઉપવીત ધરવા સુરત વેગે આવ્યા,
રૂડા દિવસ પ્રભુ પાસેરે લાવ્યા,
શુભ પ્રસ્તાવ મંદીરે સોભાવ્યાતો,
વાદ્યો આનંદ નંદ ધામમારે—૩

વૈષ્ણુવ વનિતા સોહાગણો આવે,
ગોપીજન જેમ જુથ્થ સોભાવે,
વસ્ત્ર આભુષણુ ભારે દીપાવેતો,
આવે ઉમંગે ટોળેમળીરે—૪



આવે હરખે સહુ મંગળ ગાતા,
વાગે વાજાં કર થાળ સોભાતા,
શ્રીવલ્લભ કુંવરને વધાવવા જાતાતો,
મંગળ સાજ પુરણુસજીરે—૫

નીત નિત વનિતાના વૃંદ રસાળા,
લાવે વધાવો સોહાગીરે બાળા,
બિરાજે અંતર ગ્રહ લાલ રૂપાળાતો,
વધાવવા હુખ છેસર્વનેરે—૬

કુંમ કુંમ તીલક લાલજીને કરતા,
મંગળ સાજ સહુ આગળ ધરતા,
હરખે વ્હાલ કરી વારણા લેતાતો,
નિરખતા નયણાં ભરિ ભરિરે—૭

શ્રીગોકુળ લીલા સુરતમાં સોહિયે,
શ્રી બાળકૃષ્ણ પ્રભુ નિધિ નિરખીએ,
પરમ આનંદ નીજ ધામમાં જોઇયેતો,
જહા બ્રીજરત્ન બિરાજતારે—૮

લાડકા લાડુની રિત પ્રમાણિ,
આગમ સોભા એક માસથી જાણી,
વૈષ્ણવ જન સહુ ઉમંગ આણી,
વધાવો સોહાવતા હર્ષથીરે—૯

પુર્ણ આનંદ શ્રીવલ્લભ ઘેર છાજે,
શોભા વૈભવ જોઇ સુરપુર લાજે,
હરનીસ આનંદ દુદુંભી ગાજેતો,
જહા બાળકૃષ્ણજી બિરાજતારે-૧૦

સોહીલો વરણ્યો મંગળ શુભકારી,
શ્રી ગુરુ ચરણ કૃપા શીર ધારી,
ગાવો ઉમંગે વૈષ્ણવ નરનારિ તો,
દાસ ત્રિકમનિ એ વિનતીરે-૧૧

---

# ધોળ ૩ જુ.

કુંમ કુંમ પત્રિકા આનંદ વર્ણન

(રાગ—વળીવેગે વ્હેલા પધારજો લાલ ગોવર્ધન ધારીરે)

શ્રી બાળકૃષ્ણજી બિરાજતા, નિરખીયે શ્રીગોકુળના ભુપરે-
નિરખીયે.

મંગળનિધી નિહાળીયે, લિલા છે આનંદ રૂપરે-લિલા છે
આનંદ. ૧

આનંદભર્યારે લડાવતા, શ્રીવલ્લભના બાળરે-શ્રીવલ્લભના.
શ્રી મહાપ્રભુ વંસ શોભાવતા, શ્રી બ્રીજરત્નલાલ રશાળરે
શ્રીબ્રીજ. ૨

નીજ ઘેર મંગળ સોહિલો, આવ્યો છે શુભ પ્રસ્તાવરે—આવ્યો છે.
મોટા કુંવર ગોવીંદ રાયજીને, ઉપવિત આપવા બહુ ભાવરે
—ઉપવીત. ૩
સુરત ચૈત્ર સુદ પંચમી, વાર ઊદય આદીત કહેવાયરે—
વાર ઊદય.
એરે આનંદની વધામણી, જાણીને વૈષ્ણવ જન હરખાયરે—
જાણી. ૪
હરખ વાધ્યોરે અતિ શહેરમાં, દેસપ્રદેસ મોઝારરે—દેસપ્રદેસ
સુરતમાં જનોઈ છે લાલજીના, થાસે આનંદ અપરંપારરે—
થાસે આનંદ. ૫
તેરે સમય વેગે આવિયો, થયા કારજ સર્વે તૈયારરે—થયા કારજ.
કુંમકુંમ પત્રિકા લખાય છે, પ્રથમ શ્રીનાથજી દ્વારરે,
પ્રથમ શ્રીનાથજી ૬
નીધિસ્વરૂપ આદિ ગાદીયે, સહિત સ્વકુળ પરિવારરે—સહિતસ્વકુલ
કુટુંબ સહોદર સર્વને, લખી પત્રિકા સહુ ઠારરે—લખી પત્રિકા. ૭
સ્નેહ પ્રેમે લખી મોકલ્યા, શ્રી લાલજીનેરે મોસાળરે—
શ્રી લાલજી.
મહારાજ આપના માતુલ ગ્રહે, લખ્યા મામાજીને કરિ વ્હાલરે—
લખ્યા.—૮
વિનય વિવેક ભરી પત્રિકા, મોકલી નીમંત્રણની રિતેરે—મોકલી
સમસ્ત લાલાજીને માનથી, તેડાવ્યા પત્રથી પ્રિતેરે—તેડાવ્યા-૯

શ્રીવલ્લભ પરિકર હરખીઓ, જાણી બ્રીજરત્નલાલના પ્રેમરે–જાણી.
શ્રી મહારાજ છો ચતુર શિરોમણી, કરતા વિવેક જ્હા
જોઈયે જેમરે–કરતા. ૧૦

રાજા રાણા અધિકારીને, લખી પત્રિકા ઠામો ઠામરે–લખી પત્રિકા.
વૈષ્ણવ સર્વને સ્નેહથી, મોકલી પત્રિકા ગામો ગામરે–
મોકલી. ૧૧

અતિરે આનંદ અંતર ગ્રહે, વરણીયે શ્રીવલ્લભના ધામરે–વરણીયે
મંગલ સાજ જહાં સોભતા, વસન આભુષણ ઠામો ઠામરે–
વસન. ૧૨

વિવીધ સુગંધભર્યા જોઈ જોઈ, નયણાં તે સીતળ થાયરે–નયણાં
વિન્હાતી સોહાગી ટોળે મલી, મંગલ ગીત તે ભોતર
ગાયેરે–મંગલ. ૧૩

ભુવન શીનગાર નીહાળીયે, જાણીયે સુંદર નિવાસરે–જાણીયે
સોભા સુંદર જહાં જલહલે ઝલકે છે જોતી દીપ પ્રકાસરે–
ઝલકે. ૧૪

તહારે બિરાજતા નિરખીયે, શ્રી વલ્લભ કુંવર લાડીલા
લાલરે–શ્રી વલ્લભ.

મંગલ સોભા નિરખીને, નિજજન થાય છે નિહાલરે–
નીજજન. ૧૫

# ધોળ ૪ થું.

(રાગ મામેરાનો કડીબંધ)

શુભ કુંમકુંમ પત્રીરે પહોંચતા, વૈષ્ણવ જન અતિ હરખાય
ઊતાવળા થાય. આનંદ સહુને વાધીયો. ૧

આનંદ દિવસ તે જેમ જેમ આવતા, તેમ તેમ મેળો
વૈષ્ણવનો ભરાય
વેગે સહુ ધાય આનંદ સહુને વાધીયો. ૨

દેશ પરદેશ શહેરને ગામડે, જન જાણી ઉમંગ મન લાવે
ઉલટ ભર્યાં આવે. આનંદ સહુને વાધીયો. ૩

ઉત્તર દેશ દ્વારીકાપુર થકી, આવ્યા દીશે વૈષ્ણવ મધ્યદેશ
ઠઠ્ઠા, સીંધ દેશ, આનંદ સહુને વાધીયો. ૪

મારવાડ, કરાંચી, મુલતાનના, બિંકાનેર, કોટા, થકી આવે
વૈષ્ણવતા દીપાવે આનંદ સહુને વાધીયો. ૫

દુર દેશના વૈષ્ણવો દીશતા, પંજાબને હેદરાબાદ
હસ્સણુના અલ્હાદ. આનંદ સહુને વાધીયો. ૬

કડી, પાટણ, કલોલ, શીદ્ધપુરના, બહાદરપુર, સંખેડા, સાજ
કીરતનના સમાજ આનંદ સહુને વાધીયો. ૭

રાજનગર, સહિત ગુજરાતના, વડોદરા, ભ્રગુપુર આદ
વળી નડીઆદ, આનંદ સહુને વાધીયો ૮

વસો, બોરસદ, ને ઉમરેઠના, વેગે આવ્યા વૈષ્ણુવ પેટલાદ,
માતર, મહેમદાવાદ, આનંદ સહુને વાધીયો. ૯
ખંભાત, પંચમહાલ, ગોધરા, દાહોદ, આનંદના જન્ન
હરખ સહુને મંન, આનંદ સહુને વાધીયો. ૧૦
વૈષ્ણુવ પ્રેમી હાલોલ, કાલોલના, સિનોર, ડભોઇને, ચોણોદ,
જોયા નાંદોદ, આનંદ સહુને વાધીયો. ૧૧
અંકલેશ્વરને, હાંસોટ, બઊધાનના, ગણુદેવી, નવસારી, નામ
જાણ્યાં ઉમર ગાંમ. આનંદ સહુને વાધીયો. ૧૨
કાઠીયાવાડના વૈષ્ણુવો જણાયે છે, ઓળખ્યા જંબુસર, વાડાસિનોર
દીઠા ડાકોર, આનંદ સહુને વાધીયો. ૧૩
તાપી રેલમારગ સરવે ગામના, માંડવીને, કડોદ, ઓળખાવે
આવ્યા પ્રેમ ભાવે, આનંદ સહુને વાધીયો. ૧૪
વ્યારા, સોનઘડ ને નંદરબારના, સર્વ આવ્યા નવાપુરવાસી,
શેવાના અભિલાષી, આનંદ સહુને વાધીયો. ૧૫
કાશી, મથુરા, ગોકુળ, નાથ દ્વારના, અવંતીકાને બરાનપોર
ખાન્દેશ, ને ઇંદોર, આનંદ સહુને વાધીયો ૧૬
પુના, મુંબાઇનારે વૈષ્ણુવ ઘણાં, યદુવંસી મોટા શ્રીમાન
ધર્મના નિધાન, આનંદ સહુને વાધીયો. ૧૭
વૈષ્ણુવ મોટા કહેવાય મધરાસનાં, કલકત્તાના વળી વખાણો
ઝાઝા બાજુ જાણો, આનંદ સહુને વાધીયો. ૧૮

ઉદેપુરના રાણાના દીવાનજી, કીસનગઢના આવ્યા અધિકારી
દીનતા છે ભારી, આનંદ સહુને વાધીયો. ૧૯
આવ્યા શેઠ શ્રીમંત ઘણાં ગામના, પ્રખ્યાત મોટા જન કહાવે
ભકતી શોભાવે આનંદ સહુને વાધીયો. ૨૦
ગુજરાત અવધિ જાણે ઉલટયો, ટોળે ટોળાં વૈષ્ણવ અગણિત
પ્રવાહ જેમ સરિત, આનંદ સહુને વાધીયો. ૨૧
જન ચારેદિશા થકી આવિયા, અસંખ્ય વૈષ્ણવ પ્રભુદ્વાર
ભાવિક નરનાર, આનંદ સહુને વાધીયો. ૨૨
વૃદ્ધ તરૂણ બાળક પહેરી ઓઢીને, આવે સોહાગી થઇ સહુ સાજ
આનંદ જોવા કાજ, આનંદ સહુને વાધીયો. ૨૩
ગામ નામ સરવ કહેતા નવ બને, જેમ જાણ્યા તેજ ગવાયા
થોડાજ કહેવાયા, આનંદ સહુને વાધીયો. ૨૪
શહેરવાસી વૈષ્ણવ સોભાવતા, ઓઢી પહેરી હરખંતા મહાલે
આનંદ નિહાળે, આનંદ સહુને વાધીયો. ૨૫
મથરાસ, થકીરે અતિ વ્હાલથી, શ્રીલાલજીના મોસાળીયા પધાર્યા
આનંદ વધાર્યા, આનંદ સહુને વાધીયો. ૨૬
શ્રીરંગ, થકીરે ઘણાં હર્ખથી, મહારાજના મામાજી આવ્યા
કુટુંબ સરવે લાવ્યા, આનંદ સહુને વાધીયો ૨૭
આનંદ સિંધુ દિશેછે સુરત વિષે, શ્રીબાળકૃષ્ણ મંદિર લિલાલહેર
શ્રી બ્રિજરત્નલાલ ઘેર, આનંદ સહુને વાધીયો. ૨૮

શ્રી મોટા લાલજીને ઉપવીત આપવા, પ્રસ્તાવ આનંદ પ્રગટાય
વૈભવ નિરખાય, આનંદ સહુને વાધીયો ૨૯

પ્રથમ આનંદ છે છપ્પન ભોગનો, બાર માસના ઓચ્છવ થાશે
લિલા નિરખાશે, આનંદ સહુને વાધીયો ૩૦

મંદીર દ્વારે મંડપ મોટા બાંધીયા, પ્રસ્તાવ ભવન ઝલકાય
રચના ત્યાં સોભાય; આનંદ સહુને વાધીયો ૩૧

શ્રીવલ્લભ વંસ બાળક જહાં પધારતા, નામ વરણું હવે તે સુભાગ
ગાસું બીજે રાગ, આનંદ સહુને વાધીયો ૩૨

---

# ધોળ ૫ મું

## (શ્રી વલ્લભ કુળના બાળકો પધાર્યાનું વર્ણન)

(રાગ—બરાનપુરી)

આ ભારત ભુમી માય, આનંદ શહેર સુરત સોભાય;
શ્રીબાળકૃષ્ણ પ્રભુ છે જહાંય, મોટા મંદીર દિસે—૧
બિરાજે શ્રી બ્રીજરત્ન મહારાજ, જોયા રૂપ અલૌકીક આજ;
કરતા મનોરથના કાજ, દિવ્ય શકિત ધરી—૨
માંડયા સમારંભ બહુ ભારી, પ્રભુ રિજવવા સુખકારી;
ઓચ્છવ લિલા ન્યારી ન્યારી, રચના અદભુત રચિ—૩
શ્રીવલ્લભ પરિકર સહુ પધારે, એવા હર્ષ આપમન ધારે;
લેક માન દઇને વારે; અતિ પ્રેમ કરી—૪

## સાખી ૧ લી

પ્રેમ કરીને તેડતા, સહુને માન સમાન.
મહારાજ આપ ચતુર ઘણાં,સ્નેહતણાં છો નિધાન
સ્નેહ સહિત ભાવની રિતે, સહુને તેડાવો છો હીતે;
તીકેટ મહારાજને બહુ પ્રિતે, પધરાવવા સહિ—૧
ધાર્યા વિચાર પોતે સાધે, જેમ આનંદ સોભા વાધે;
ગંભીર આપ બાંધણી બાંધે, જોઇ જોઇ વિસ્મય થતાં—૨
હવે આવી વધાઇ સાર, તીકેટ પધારસે નિરધાર;
પુરણ કરતા જેમ વિચાર, તેમ પ્રસન્ન થતા—૩
પધાર્યાં ગોસ્વામી સુખ ધામ, શ્રીબાળકૃષ્ણ રીજવવા કામ;
કહું વરણી સહુનાં નામ, સુંદર જુગતે કરી.—૪

## સાખી ૨ જી

જુગત કરીને જાણીયે, આવ્યા પ્રથમ કરીને વ્હાલ,
શ્રીકાંકરોલીથી હરખથી, ગબુબા સંગે લાલ
લાલ શોભાવ્યા બે સાથ, વ્રજભુષણ શ્રી વિઠ્ઠલનાથ,
રાજ વૈભવ સુંદર ગાત, જોઈ થાય છે આનંદ ૧
આનંદ અધિક વૈષ્ણવ માનો, શ્રી લક્ષ્મી બેટીજી ને જાણો
વળી ચંચુબા વખાણો, આવ્યા સોભે મોસાળ. ૨
રાજ નગરથી સુભાળ, રશિયા મધુસુદન લાલ,
શ્રી રણછોડલાલને ગોદે બાળ, આવ્યો સર્વ પરિવાર. ૩
શ્રી ગોપેશ્વરલાલને જોઇએ, સાથે વહુ બેટીજી સોહિયે
બીજા નામ વળી વરણિય, અતિ સ્નેહ ધરી. ૪

## સાખી ૩ જી

સ્નેહ વિવીકે વખાણીયે, શ્રી રણછોડલાલ રશાળ
પરિવાર સહિત પધારીઆ, પોરબંદરથી તત્કાળ
તત્કાળ ધરી મન વ્હાલ, સંગે શોભે શ્રી વલ્લભ લાલ
શોભા વાધે છે રશાળ, સુરત મંદીર વિશે ૧
ઉપરા ઉપરી તાર થડકાય, વાહન સ્ટેસન દોડયા જાય
મોટાર ભોં ભોં કરતી ધાય, થાય ભીડમાં ધમાલ ૨
સ્વારી આવે મહારાજની જયારે, લેવા જાતા વેગે ત્યારે,
મંદીર દ્વારે ગીરદી ભારે, જેવો સાગર ભર્યો ૩
આવિ સ્વારિ બાળક બે બધું, અનિરૂદ્ધ પ્રેમના સીંધુ
શ્રી ગોપી વલ્લભ જોઇ આનંદુ, ગોદે બીરાજે છે લાલ ૪

## સાખી ૪થી.

શ્રી લાલ સહિત પરિવાર છે, વળી જાણી વધાઇ આજ
ફાગણ વદ તેરસ રવી, પધારે છે તીકેટ મહારાજ
મહારાજ શ્રી ગોવર્ધનલાલ બહુ કોડે, લાલ દામોદરજી જોડે
વૈષ્ણવ દરસણ કાજે દોડે, શહેર સ્ટેશન જહિં. ૧
શ્રી નાથ દ્વારથી આવે, શ્રી બ્રીજરત્ન પ્રેમ મન ભાવે,
મહારાજ સામયું શોભાવે, મોટી સ્વારિ સજી. ૨
સ્વારિ સજી ડંકા નિસાન, જેમ જોઇએ શોભા માન,
નિજ બાલક લઇ સુજાન, સાંભા પધાર્યા મહારાજ, ૩
મહારાજ બીજા સંગે જાતા, રાજમારગ બહુ સોભાતા
લોકો ઉમંગે હુલસાતા, મોટી સ્વારી જોવા. ૪

## સાખી ૫ મી.

સ્વારી શોભા ભારિ છે. તે ગાશું જુદે રાગ
સ્વરૂપ બિજા જે પધારિયા. વદુ નામ સુભાગ
ભાગ્ય જાણી વરણું સાર, શ્રીવલ્લભનો પરિવાર
શ્રી ગોકુલનાથજી સુખકાર, મુંબાપુરીથી આવ્યા ૧
લાલજી સહિત કુટુંબ લહિયે, મોટા શ્રીકૃષ્ણ જીવનજી જોઇએ
બીજા દીક્ષિત લાલજી કહિયે. ત્રિજા જાણો શ્રી ગોપીનાથ ૨
વળી આવ્યા કહું સુખરાસ, શ્રી પ્રદુમન લાલજી ખાસ
જેનો બેટ દ્વારિકા વાસ, કમળા બેટીજી છે સાથ ૩
શ્રી લાલજીવાળા જાણ્યા, રૂકમીણી વહુજી પધાર્યા સ્યાણા
વિવેકવંત સગા કહેવાણા; આવ્યા હરખ ભર્યા ૪

## સાખી ૬ ઠ્ઠી

હરખે વળી નિહાળીયે, શ્રી વલ્લભલાલ ગુણ ગ્રામ
કામવનથી કોડે પધારીયા, કર્યા આપ મંદીર મુકામ.
મુંકામ કીધા આપ કૃપાળ, વળી પધાર્યા બે બાળ.
પુરૂષોત્તમ શ્રી વિઠ્ઠલેશલાલ, વાગેશ પ્રભુના કહેવાય ૧
કહેવાય સાથે છે શ્રીમાત, જાણો મુંબાઇમાં વિખ્યાત
વાધે સોભા રૂડી ભાત, વળી વરણવું નામ ૨
પોરબંદરના છે ન્યારા, શ્રી દ્વારિકેશ લાલજી નિહાર્યા
સંગે શ્રી વહુજી લઇ પધાર્યા, બીજા આવ્યા મહારાજ ૩
મહારાજ ધીરજથી નિરખાયા, શ્રી દ્વારીકેશ લાલજી શોભાયા
કોટા ગાદીના કહેવાયા, વરણ્યા નામ તમામ ૪

## સાખી ૭ મી

તમામ નામો વરણીયા, ગણ્યા બાળક ત્રેવીસ
સુરત મંદીરે બિરાજતા, મળી સ્વરૂપ દરસ છવીસ
છવીસ બાળકો નીરખવા, અઠ્ઠાવીશ વહુ બેટી ગણવા
આવ્યા નિધીની સેવા કરવા, સહુ પ્રભુનો પરિવાર ૧
પરિવાર સાથે લાલાજી, સંબંધી સહુ થઇને રાજી.
આવ્યા કુંટુંબ સહોદર સાજી, માન સહિત સોભાય ૨
બીજા લાલાજીઓ હરખંતા, આવ્યા સર્વે માનવંતા.
શ્રી ગોકુળસ્થ, મથુરા ગણુતા, તેડયા સ્વાગત કરી ૩
માંહ્ય વૃધ્ધજ્ઞાની છે સારાં, મુકામ આપ્યા સહુને ન્યારા
શ્રી વલ્લભ નિવાસમાં ઊતાર્યા, રાખ્યા શાંન્તી થકી ૪

## સાખી ૮ મી.

શાન્તિ સહિત સન્માનથી, જેમ જોઇયે તેવા નિવાસ
શ્રી બ્રીજરત્નલાલજી વિવેકથી, રાખે સર્વ તપાસ
તપાસ તજવીજ રહે એમ કરતા, શ્યાણાં સેવક રાખ્યા ફરતા
જોઇતી વસ્તુ હાંજર કરતાં, સહુના મુકામે જઇ ૧
મહારાજોની બડી શરદારી, મોટા જોયા રશાલા ધારી
શ્રી તીકેટ મહારાજની છે ભારી, મોટી સ્વારિ સોભાય ૨
મોટા કહેવાય તેવી સ્વારિ, સિપાઇ શિરબંદી હથીઆરિ
છડીદારોને કારભારી, રાજ દરબાર હિશે ૩
બિરાજ્યા મહારાજો આનંદે, કર્યું વર્ણન કડી બંધે
રાગ ગાયો ગરબા છંદે, મન પ્રસન્ન થઇ. ૪

# ધોળ ૬ ઠું

## (શ્રી નાથ દ્વારના શ્રી ગોવર્ધનલાલજી મહારાજ પધાર્યા તે સ્વારી સોભાનું વર્ણન)

(રાગ–લાવણી)

(શ્રી) આચાર્ય તિલક શ્રી ગોવર્ધનલાલજી પધાર્યા.
આનંદ પ્રેમ શ્રી બ્રિજરત્નલાલના વધાર્યા. (ટેક)
મહારાજ આપશ્રી નાથ દ્વારથી આવે,
નિજ કુંવર દામોદરલાલ સંગ શોભાવે ૧
રેલ ખાસ ટ્રેનમાં બિરાજી આવે છે આજે,
જાણીને લોક બહુ ભરાયા દરસન કાજે ૨
બાલકો સહિત બ્રીજરત્નલાલ જહાં આવ્યા,
સ્ટેશને ભલા સન્માન શોભીતા લાવ્યા ૩
ચાર વાગે દિવસના આવી સ્ટેશને સ્વારિ,
જય જયના કરતા જન સહોર ભીડ થઇ ભારી ૪
પુષ્પની વૃષ્ટિ સહુ કરે દરસ નીહાર્યાં
આનંદ. પ્રેમ–આચાર્ય

## ચોક બીજો

શ્રી બ્રિજરત્નલાલજી પ્રથમ માન શોભાવે,
પહેરાવ્યા સુમનના હાર હર્ષ હુલ્લ આવે. ૧

ગોસ્વામી બાળક સહુ મળ્યા બિરાજ્યા શોહે,
અનુપમ દરસન શોભાવ ભગ્તમન મોહે ૨
પધરાવ્યા વાહુને પિતા પુત્ર શુભકારી,
ચાર અસ્વે જોતરી બગીરાજ અસ્વારિ ૩
શ્રી વલ્લભવંશ આચાર્ય સર્વ કહેવાયે,
બિરાજ્યા ત્યારી ચારટે સ્વારી સર સાથે ૪
નિરખે ભાવિક જન ભાવ પુર્ણ નિરધાર્યા,
આનંદ પ્રેમ–આચાર્ય

## ચોક ત્રીજો

રેલ સ્થળથી ચાલી સ્વારિ જુગતથી ભારે,
શોભા સીન્ધુ જોઇ મતિ કવિનિ હારે ૧
શ્રી તિલકાયત લાલજી સાથ તેજ ઝલ્લકાવે,
શીનગાર સુંદર આનંદ શ્રી મુખ શોભાવે. ૨
રાજ વૈભવ સાજે જરી છત્ર શિરધારે,
અબ્દાગીરી ચમકે ચમર સેવક જન ઢારે. ૩
સોનાની છડીયો વાલા ચાલે છડીદારો,
અથીઆરી ટુંકડી હાર સાથે સરદારો ૪
શોભે રાજ માર્ગમાં સ્વારિ ચાલે ધીરી હડપે,
વેપારી હાટ શીનગાર્યો હાર ફુલ અર્પે ૫
મહારાજે સર્વના ભક્તિભાવ સ્વીકાર્યા.
આનંદ પ્રેમ–આચાર્ય

## ચોક ચોથો

રાજમાર્ગે તોરણધ્વજા મંગલ શોભાવે,
દર્શન કરતા જન શ્રીને પુષ્પે વધાવે. ૧
સ્વારીને મોરખે નિશાન ઘોડે ડંકાં,
ફર્કતી પતાકા થતા બંદુકના ધડાકા ૨
રસાલા ચાલતા હાર વાંજીંત્ર બહુ વાજે,
શત ગણું વાંજાના નાદ શહેર સહુ ગાજે ૩
કીર્તનીઆ મંડળી શોભે શ્રી વલ્લભ જશ ગાતા
વાગતા ઝાંઝ મૃદંગ આનંદ દરસાતા ૪
માહે દિશે ચાલતા અસ્વસાજ સીનગાર્યા.

આનંદપ્રેમ-આચાર્ય

## ચોક પાંચમો

જોઈ માન તિકેટ મહારાજ પ્રસન્ન બહુ થાતા,
શ્રી બ્રીજરત્નલાલના પ્રેમ હૃદયે હુલસાતા ૧
મહારાજો બિરાજે બગી સ્વારિ શોભાવે,
જોવાને લોક બહુ ભીડ રસ્તે ભરાયે ૨
કાંકરોલી ગાદીના લાલ કાન્તી દિપાવે,
રાજકુંવર જુગલને જોઈ વ્હાલ ઊર આવે ૩
ચારટ બીજીમાં રાજનગરના ભાળ્યા,
શ્રી મધુસુદનલાલ મહારાજ જહા નિહાળ્યા ૪
શ્રી બ્રિજરત્નલાલને જોઇ નેત્ર હૃદયે ઠાર્યા.

આનંદ પ્રેમ-આચાર્ય

## ચોક છઠો

વૈષ્ણવ જન દર્શન કરી ઘણું હરખાતા,
બાળક શિનગારો ધર્યા જહાં નિરખાતા ૧
શિષ શોભે ઢળકતી પાઘ મોતી લઇ સાજે,
શિર પેચ રત્નના પુલ ઝલક અતિ રાજે ૨
મોતિની કંઠીયો શોભે પદક હિરા ચમકે,
જામાપટુકા રંગ જરી કીનારો ઝલ્કે ૩
શણગાર સ્વરૂપ અનુપ કવિ શું વરણે
જનદાસ સર્વ બાલકને નમે છે ચરણે ૪
કરી ઝાંખી સ્વરૂપની તાપ સર્વ નિવાર્યાં

આનંદ પ્રેમ-આચાર્ય

## ચોક સાતમો

સ્વારિ શોભા વિસ્તાર ભારે દેખાયે,
ખડા બજારથી ચહુટાના પૂલે પહોચાયે ૧
જઈ ઠરશે હવે એ મોટા મંદિરે જોતા,
થઈ મંડપમાં બહુ ભીડ લોક ઉભરાતા ૨
શોભાવી શહેર દરવાજે આવિ છે સ્વારિ
અનુપમ શોભા જન જુવે સર્વ મનધારી ૩
શું વરણે રચના મતિ કવિની વિરામે,
લિલા સુંદર જહાં હિશે પ્રભુને ધામે ૪
શ્રી તિલકાયત મહારાજને માન આપી ઉતાર્યાં.

આનંદ પ્રેમ-આચાર્ય

## ચોક આઠમો

સંજા સમય શોભાઇ સ્વારિ, જે વારે,
મંડપમાં દીપ રૂસનાઈ ઝલકી છે ભારે ૧
યંત્રની જોતી અગણિત મંદીર શોભાવે,
વિશાળ ચોકમાં ઝુંમ્મર તેજ ઝલ્કાવે ૨
જોતા શોભા સ્વરૂપો શોભા સરસાવે,
શ્રી બ્રિજરત્નલાલ નિજ ભુવને સહુને પધરાવે ૩
વાજા બહુ વાગે છુટે બદુંકના બ્હારો,
મહારાજો પધારતા થતા વાદ્ય ઝન્કારો ૪
મહારાજ આપના પુરે ભાવ મન ધાર્યા.

આનંદપ્રેમ આચાર્ય

## ચોક નવમો

થઇ ભીડ મંડપે સહોર અતિજન કરતા,
ગીરદીમાં ઘણા ગભરાય કાંઇક ભચડાતા ૧
આવિ પડે લોકની થોક દબાતા અકળાતા,
જોરાવર જાયને વૃધ્ધ બાળક રહે ડરતા ૨
બદુંકના અવજો ભારિ ધડાધડ થાતા,
ખસ્તા બિહ્તા વળી જઇ પડે છે અથડાતા ૩

વૉલન્ટરીઓ ઘણાં શેવકો ધિરજ દઇ ખાળે,
લોકોને શાંતીથી થતા ભીડ સંભાળે ૪
મહારાજો બિરાજ્યા જઇ નવા મહોલ અવાશે,
બેઠક સીનગાર જળહળે જોત પ્રકાસે ૫
દર્શન કરતા વૈષ્ણવો દુઃખ વિસાર્યા.
આનંદપ્રેમ–આચાર્ય

# ગાયન ૭ મું.

## બીનેકીનો વરઘોડો.

શ્રી ગોવીદલાલજીનો બીનેકીના વરઘોડાની શોભાનું વર્ણન

( રાગ–ગજલ. ) હીંદીભાષા.

બિનેકી કી દેખો સજી સ્વારિ, શોભા અનુપમ દરસત ભારી–ટેક
શ્રી ગોવિંદરાય લાલ, બલ્લભકુળ બાળ,
નિહારેબ્રીજરત્નજીકે લાલ. બી. ૧
દુલ્હેબને બેઠે ઘોડેપર સ્વાર,
શહેશ શિષ ધરે ભારી શીનગાર. બી. ૨
સુન્નેરી પાઘ તિલક બન્યો ભાલ,
કપોલપેં કમલપત્ર હે રશાલ. બી. ૩
ઝગાજરી પહેરે ચમક રહિ કીનાર,
પટુકા જર તારી ઝલક એકતાર. બી. ૪

ગલે રાજે મોતનટી માલ,
રૂપ સર બરમે જ્યોં બેઠે મરાલ. બી. ૬
કાંનન બીચ રાજત હે દોઉ કુલ,
ચમક રહે હિરે જોત અતુલ. બી. ૬
ચમક રહી હાથ પહોંચી ન્યારી,
જટીત રતનનકી ઉજીયારી. બી. ૭
ગોરઅંગ દેત શોભા શીનગાર,
સુંદર મુખ નિરખ જાવું બલહાર. બી. ૮
શ્રીગોવીંદલાલ રાજા મેરે સરદાર,
દિખ્તે આજ જેસે નંદ દુલાર. બી. ૯
રાશીયત ખુબ જેસી બનીહે બરાત,
ભયોં મેલા:જ્યોં અમધી હુલસાત. બી. ૧૦
બજત બાજે નગર રહયો ગાજ,
ચલ્તેરી શાલે બહો બીધ સાજ. બી. ૧૧
આતસબાજી ઉડત તારે,
રંગ રંગ ચિત્રકે ન્યારે. બી. ૧૨
ભડક રહે ચક્ર પ્રચ્છ આકાર,
હોત અવાજ બંદુકકે ભ્હાર. બી. ૧૩
દિખ્તી રોશની ભારી પ્રકાશ,
છાંય રહિ જોત ભોમ આકાસ. બી. ૧૪
સુનત બરઘોડા બૈષ્ણુવ હરખાત,
ડોરત જન દેખ નેન સીરાત. બી. ૧૫

રવારિ બીચ રાજત સબ મહારાજ,
શોભાશ્રી બલ્લભકી જગત સીરતાજ. બી. ૧૬

અલૌકીક દરસ જહાં રાજે,
દેખ લૌકીક બૈભવ લાજે. બી. ૧૭

ઉપવીત ધરવેકો આગમ આનંદ,
હર્ષ શો લડાવત શ્રી ગોબીંદ. બી. ૧૮

બિન્નેનકીકી કરત બાળક સબરીત,
સંબંધી તાજ હોત. હર્ષીત. બી. ૧૯

પ્રેમ સોં લડાવત કુંવર રશાળ,
ન્યારે બરઘોડે શોભાવત લાલ. બી. ૨૦

હોત આવંદ ઓસર નિરખાત,
બડેનકી આડીનકી બિનેકી શોભાત. બી. ૨૧

ફાગુન બદી દસમી સોંદરસાત,
નિત્ય બરઘોડે સજે સહરાત. બી. ૨૨

દરસ કર ભગ્તહો તહે પ્રસંન્ન,
આનંદ વ્હે ગાવે દાસ કવિજન. બી ૨૩



# ધોળ ૮ મું

(રાગ-ગરબાની દેશી)

(સારૂ-સારૂરે સુરત શહેર મુંબઇ અલબેલી)

જાણો જાણોરે સર્વ જન આજ, શોભા વાધી સુરતમાં
જુવો જુવો સહુ પધાર્યા મહારાજ, આનંદ મોટા મંદીરમાં. ટેક

શ્રી બ્રિજરત્નલાલે મોટા કારજ આરંભ્યા, જગ્ન જેવા પરમાણોરે
નિજ કુંવર લાલજીના જનોઇને વળી, લીલા છપ્પન ભોગ જાણોરે
શોભા-જાણો-૧

જાણો આનંદ નિત્ય અધિકા વાધે, વૈષ્ણવ જન સુખ લેતારે
મનોરથ દર્શન દિવસે પ્રભુના, રાત્રે વરઘોડા જોતારે
શોભા-જાણો-૨

બિનેકી કેરા રોજ વરઘોડા, ભારે સોભાથી સજાતારે
શ્રીગોવીંદલાલ વરઘોડે શોભતા, એવા આનંદ ઝલકાતારે
શોભા-જાણો-૩

આનંદરૂપ જહા સ્વરૂપો બીરાજે, શોભા અપરંપારરે
જાણી વૈષ્ણવો નિત્ય અધિકા આવે, હરખ ભર્યા નરનાર
શોભા-જાણો-૪

દેશ દેશથી દરસણ કાજે, આવે ઘણાં ઉમંગીરે
ભર્યો મેળો મંદીર ને દ્વારે, દીસે શોભા નવરંગી
શોભા-જાણો-૫

આવ્યા શાસ્ત્રી પંડીત પુરોહિત, કાર્ય કુશળ કહેવાતારે
ભીક્ષુક ભાટને ગવૈયા આવ્યા, મહારાજના જશ ગાતારે
શોભા-જાણો-૬

વ્રજવાસીને બહુ આવ્યા ચોબેજી, જે જમનાજી જય કરતારે
શ્રીજમના પુત્ર પુજ્ય જગમાને, તે ડોલે આનંદે હરખાતારે
શોભા-જાણો-૭

મહારાજશ્રીને નિકટ સહુ જાતા, માન સહિત જઈ મળતારે
પ્રસાદ કાજે આજ્ઞા થાતા, ભંડારથી નિત લેતા
શોભા-જાણો-૮

વળી સહસ્ર વધી વૈષ્ણવ જે આવ્યા, તે દુ:ખ નહિ પામે લગારરે
મહારાજ આપ દયાળ કૃપાઘન, રાખ્યા પ્રથમથી વિચાર
શોભા-જાણો-૯

મુકામ સર્વને અપાવ્યા જોઈતા, સુખથી જેમ રહેવાયરે
કાર્યવાહક જઈ કામ કરે જેમ, આજ્ઞા મહારાજની થાય
શોભા-જાણો-૧૦

વિશાળ વાડિયો જોઇ સારા સ્થળ, ભોજનશાળા ખોલાવીરે
ભંડાર મોટા સીધાના ભરાવ્યા, તજવીજ પુર્ણ રખાવી
શોભા-જાણો-૧૧

રસોઇ નિત નવી નવા પદારથ, પ્રસાદ ટોકરા આવેરે
ફરતા સેવક સહુને મુકામે, જમવા ઠામ બતાવે
શોભા—જાણો—૧૨

મરજાદી વૈષ્ણવને કાજે, સ્થાન આપે ઠરાવ્યારે
શેઠીયાજીના મંદીર કહેવાયે, યોગ્ય મુકામ કરાવ્યા
શોભા—જાણો—૧૩

સેવા સહીત આનંદમા રહેતા, સમાધાન નિત થાયરે
સમાજ ત્યાં પણ ઘણો સમાયો, પાતળ સહુને ધરાય
શોભા—જાણો—૧૪

મહારાજ આપછે સકળ ગુણ રાશિ, શ્રીવલ્લભરૂપ નિરખાતારે
વૈષ્ણવ સર્વના સુખને કાજે. અમીત આપ બહુ ધાતા
શોભા—જાણો—૧૫

રાજ સુયજ્ઞમાં પાંડવ ઘેર જેમ, શ્રીકૃષ્ણે રાખી સંભાળરે
તેવા ચરિત્ર તેવા તેજ દિપાવો, જય જય પ્રભુ બ્રીજરત્નલાલ
શોભા—જાણો—૧૬



# श्री बाळकृष्णो जयति.

## अथ छप्पनभोग लीलावर्णन

## પ્રથમ મનોરથ

## ओच्छवलीला.

ફગણવદ ૧૦ મી એ શ્રી મહા પ્રભુજીના
જન્મઉત્સવ તથા ફુલ મંડળી

## ધોળ ૯ મું.

(રાગ—ગરબાનો મણીધર મહોલે પધારો)

બલીહારી શ્રી શ્રીજરત્નલાલ, પ્રભુ બાળકૃષ્ણ લડાવો
ઓચ્છવલીલા રશાળ, મોટા મનોરથ પ્રગટાવો—(ટેક)

### સાખી ૧ લી

શુભ વિચાર આપે ધારીઆ, કરવા પ્રસ્તાવના કાજ
ઉપવિત આપવા શ્રીલાલને, માંડયા કાજ આનંદે મહારાજ
પ્રભુ બાળકૃષ્ણ—બલિહારી

### સાખી ૨ જી

કારજયે આરંભના, પ્રગટયો આપ મન ભાવ.
પ્રથમ પ્રભુને રીઝાવવા, પછે કરવા શુભ પ્રસ્તાવ.
પ્રભુ બાળકૃષ્ણ—બલિહારી

## સાખી ૩ જી

મનોરથ છપ્પન ભોગના, કરવા શ્રી નિધીને સાર
શ્રી બાળકૃષ્ણલાલ રીજાવવા, લીલા સહિત નીરધાર
પ્રભુ બાળકૃષ્ણ—બલિહારી

## સાખી ૪ થી

નિરધાર્યા ઓચ્છવ બાર માસના, થવા ઠર્યા તિથીવાર
પત્રિકા છાપે પ્રશિધ્ધ કર્યા, જાણી વૈષ્ણવ હરખ્યા અપાર
પ્રભુ બાળકૃષ્ણ—બલિહારી

## સાખી ૫ મી

ફાગણવદ દસમી થકી, ઓચ્છવ પ્રારંભ થાય.
ગુરૂવાર એ તિથીએ, શ્રી મહાપ્રભુજીનો ઓચ્છવ મનાય.
પ્રભુ બાળકૃષ્ણ—બલિહારી

## સાખી ૬ ઠ્ઠી

ભોગ શણગાર ભારે થયા, કૃષ્ણ જન્મભાવ કહેવાય.
મધ્યાને દરસણ ખુલીયા, પ્રભુને તિલકમાળા ધરાય.
પ્રભુ બાળકૃષ્ણ—બલિહારી

## સાખી ૭ મી

એ દિવસે ભોગ સંજા સમે. ફુલ મંડળી રચાય.
સુમન મહોલમાં બિરાજતા, શ્રી બાળકૃષ્ણલાલ નિરખાય.
પ્રભુ બાળકૃષ્ણ—બલિહારી

## સાખી ૮ મી

ભીડ દરસણમાં વધે, ઘણાં આવે વૈષ્ણવજંન
શહેરવાસી આવતા હોંશથી, મનોરથના કરવા દર્શન
પ્રભુ બાળકૃષ્ણ—બલિહારી

## સાખી ૯ મી

શ્રી બાળકૃષ્ણલાલને નિરખીયે, નિહાળીયે શ્રી બ્રીજરત્નરૂપ
પ્રતાપ આપ જગ જાણીયા, એક રૂપ છો બેઉ અનુપ
પ્રભુ બાળકૃષ્ણ—બલિહારી

## સાખી ૧૦ મી

દર્શનના સુખ આપતા, મહારાજ આપ છો દયાળ
લીલા આનંદ નિરખાવતા, રાખો વૈષ્ણવ પર બહુ વ્હાલ
પ્રભુ બાળકૃષ્ણ—બલિહારી

## સાખી ૧૧ મી

ઓચ્છવ પ્રથમ બે વરણિયા, વળી થાશે આવતી કાલ
એકાદશીયે આનંદ છે, લીલા જોડ વસંત રસાળ.
પ્રભુ બાળકૃષ્ણ—બલિહારી



# ગાયન ૧૦ મું.

## વસંત પંચમી તથા દોલ ઉત્સવ.

(રાગ–કાફીનો ખ્યાલ) હીંદીભાષા.

રિતુરાજ બસંત પ્રગટાયો, આજ બાળકીષ્ણ રિઝાયો.
–રિતુ. આજ. (ટેક)

ફાગુન કૃષ્ણ એકાદશી કે દીન, મન્મથ જન્મ દરશાયો,
વસંત પંચમી ઉત્સવ શોભાવે, શ્રીબ્રીજરત્તલાલ મન ભાયો,
હરખી કે કરત બધાયો. રિતુરાજ. આજ. ૧

બિબોધ ભાવ જાની બ્રિજ જનકે, ભોગ શિનગાર સજારો,
કેસર રંગ સોં ખેલાય પ્રભુનકો, ગુલાલ અબિર છીરકાયો,
રિતુ બીધ સાજી ખેલાયો. રિતુરાજ. આજ. ૨

રાજ ભોગ દરસનમે ઉત્સવ, લીલા ભવ જનાયો,
બસંત બહાર કીર્તન જહાં હોત હે,નંદલાલ આનંદ બઢાયો,
લીલા ઓર દોલ સુનાયો. રિતુરાજ. આજ. ૩

ભયો ઉત્સવ બસંત આનંદ મન, દોલ ઝુલન હર્ષાયો,
શ્રીબ્રીજરત્નલાલ પ્રભુ ઇચ્છા જાનિ કે, ઉત્સવ સાજ જમાયો,
સામગ્રી શિધ્ધ કરવાયો. રિતુરાજ. આજ. ૪

બિસાલ બાગમે મંડપ કે મધ, દોલ ઝુલના ઠહુરાયો,
ફુલ ચિત્રીત સુંદર શોભાને, મહારાજ આપ સહરાયો,
આનિ સબ સાજ ધરાયો. રિતુરાજ. આજ. ૫

કૈસરિ રંગ બડે પાત્ર ભરાયે, ગુલાલ અબિર મંગાયો,
ભોગ આરોગ પ્રભુ દોલ બિરાજે, શ્રીબ્રિજરત્ન આપ ઝુલાયો,
દરસન દુહુપહેર ખુલાયો, રિતુરાજ. આજ. ૬
મહારાજ આપ શ્રીક્રોષ્ણુ ખેલાવત, દરસ આનંદ બરખાયો,
ચુવા ચંદન નવરંગ સોં ખેલાયે, રશકેલી ભાવ ઉપજાયો,
ગુઢ યહ નિગમ ન જાન્યો. રિતુરાજ. આજ. ૭
શ્રીબાળક્રીષ્ણુ છબો નિરખાવત, ખેલ શિનગાર શોભાયો,
મોતીન માલ બિચ હિરે ચમક રહે, ચંદ્રિકા શિષ રસદાયો,
પિતાંબર કટી ફહરાયો. રિતુરાજ. આજ. ૮
શ્રીમધુસુદનલાલ મહારાજ બડે જહા,આયે આનંદ ઝલકાયો,
કાંકરોલી ઔર સુરતકે લાલજી, મીલી છે દો બાળક ખેલાયો,
રંગ પીચકાઇ ચલાયો. રિતુરાજ. આજ. ૯
અબીર ગુલાલ ઝોરી ભર ફેંકત, ભારી ખેલ મચાયો,
શ્રીબ્રિજચંદ પ્રસન્ન હોતહે, લિલા કિર્તન રશ છાંયો,
દેખિ જહાં મદન લજાયો. રિતુરાજ. આજ. ૧૦
બૈષ્ણુવ દર્શન કરત ભીરનસો, રંગ સબનકો ફેલાયો,
હોત આર્તિ હૃદય સુખ પાયે, શ્રીબલ્લભ કૃપા બખાન્યો.
દાસજન શિષ નમાયો રિતુરાજ. આજ. ૧૧



# ધોળ ૧૧ મું.

## મનોરથો ૪ સાથે.

દ્વીતીઆપાટ-રામનવમી-અક્ષયતૃતીયા-નૃસિંહ જયંતી

(રાગ-ગરબાની દેશી)

(શ્રીનાથજી તે છેલ બીરાજતાજો)

શ્રી બાળકૃષ્ણ પ્રભુ ચરણે હું ચિત ધરૂંજો,
વળી ઓચ્છવ લીલાતે વર્ણન કરૂંજો-શ્રીબાળકૃષ્ણ (ટેક)
મોટા મંદીરે ઓચ્છવો નિત્ય થાય છે જો,
દ્વીતીઆપાટ દ્વાદશીયે મનાય છે જો-શ્રીબાળ ૧
રાજ ભોગ સમે દર્શન શોભાવીયાજો,
રાજલીલા શિંગાસણે બિરાજીઆજો-શ્રીબાળ ૨
વ્રજભગ્ત ભાવે ઓચ્છવ એ કહાવીયોજો,
વળી મનોરથ બીજો પ્રગટાવીયોજો-શ્રીબાળ ૩
શ્રી રામજન્મના મધ્યાને દર્શન ખોલીયાજો,
થતા દરસણ વૈષ્ણવ જે જે બોલીયાજો-શ્રીબાળ ૪
પ્રભુને પંચામૃત જન્મ વિધીના થતાજો
કેશરી વસ્ત્ર ધર્યા બાળકો સોભાવતાજો,-શ્રીબાળ ૫
પુર્ણ ભાવ રીતે હરખથી લડાવતાજો,
તિલક કરતા ને માળા પહેરાવતાજો શ્રીબાળ ૬

ટેરા થતા રિતે ઓચ્છવભોગ આવીયાજો,
સમો થતા વળી દરસણ ખોલાવીયાજો—શ્રીબાળ ૭
શ્રી રામચંદ્રરૂપ ભાવે સહુ નિહાળતાજો,
થતા આરતિ આનંદ સહુ પામતાજો—શ્રીબાળ ૮
વદ તેરસે ઓચ્છવ અખા તીજનોજો,
રાજ ભોગ સમે ગ્રિષ્મરીતુ રિતનોજો—શ્રીબાળ ૯
ઉપહાર સીતળ પ્રભુને સોહાવીયાજો,
ચંદન ધર્યા બંગલા ફુવારા વરષાવીયાજો—શ્રીબાળ ૧૦
વળી નરસિંહ ઓચ્છવ સંજા ભોગમાજો,
જન્મલીલા સમય પ્રાગટય સંજોગમાંજો—શ્રીબાળ ૧૧
શ્રીબાળકૃષ્ણની લીલાના એ સ્વરૂપછેજો
પ્રાગટ નરહરીના રૂપ તે અનુપછેજો—શ્રીબાળ ૧૨
પચામૃત થતા વૈષ્ણવો દરસન કરેજો,
તિલકમાળા ધરતા જોઇ નયણાં ઠરેજો—શ્રીબાળ ૧૩
ઓચ્છવભોગ શિતળ પ્રભુજી આરોગતાજો
સે.ચ સરે સમે આરતી ઉતારતાજો—શ્રીબાળ ૧૪
શણગાર શોભા જોતા શિતળતા થતીજો,
ઓચ્છવલીલા એમ ચાર જોઇને કથીજો—શ્રીબાળ ૧૫
લીલા ગાસુ વળી થતા પ્રાતસ:કાળનીજો
બોલો જેજેશ્રી બાળકૃષ્ણલાલનીજો -શ્રીબાળ ૧૬

# ધોળ ૧૨ મું.

## (જળજાત્રા ઓચ્છવ)

(રાગ—ઉત્તમવ્રત એકાદશી સાહેલીરે)

શ્રીવલ્લભ પ્રભુજીને વિનવું સાહેલીરે
માગું કૃપા શ્રી વ્રજરાય, લિલાવ્રજ નિરખીયે સાહેલીરે ૧
વ્રજલીલા પ્રગટાવતા, સાહેલીરે
શ્રી વલ્લભ કુંવર કૃપાળ, લિલાવ્રજ નિરખીયે સાહેલીરે ૨
ફાગણ વદની ચતુરદશી, સાહેલીરે
લિલા ઓચ્છવ મનાય, લિલાવ્રજ નિરખીયે સાહેલીરે ૩
જળજાત્રા પ્રભાતમાં, સાહેલીરે
શ્રી જમુનાજીના દર્શન, લિલાવ્રજ નિરખીયે સાહેલીને ૪
ગ્રીષ્મ રીતુના વિલ્લાસ છે, સાહેલીરે
જળ ક્રીડા શ્રી વ્રજનાથ, લિલાવ્રજ નિરખીયે સાહેલીરે ૫
વ્રજ ભક્તોના જુથ્થ છે, સાહેલીરે
સ્નાન વિવીધ વિહાર, લિલાવ્રજ નિરખીયે સાહેલીરે ૬
શ્રી બાળકૃષ્ણલાલ જહા નિરખીયા, સાહેલીરે
કરતા જમુના સ્નાન, લિલાવ્રજ નિરખીયે સાહેલીરે ૭
શ્રી બ્રીજરત્નલાલજી બીરાજતા, સાહેલીરે
શોભે બાળકો સાથ, લિલાવ્રજ નિરખીયે સાહેલીરે ૮

શ્રી પ્રભુને સ્નાન કરાવતા, સાહેલીરે
ઉષ્ણકાળના આનંદ, લિલાવ્રજ નિરખીયે સાહેલીરે ૯

લીલાભાવ શ્રી જમનાજી તણાં, સાહેલીરે
શ્રી મહારાણીજી રશદાન, લિલાવ્રજ નિરખીયે સાહેલીરે ૧૦

નિજકુંજ કેલી જહાં જાણીયે, સાહેલીરે
જાણે રસીક જન કોય, લિલાવ્રજ નિરખીયે સાહેલીરે ૧૧

દર્શન સ્નાન પુરણ થતા, સાહેલીરે
સણગાર ભીત્તર થાય, લિલાવ્રજ નિરખીયે સાહેલીરે ૧૨

ઓચ્છવ ભોગ શિતળ સજ્યા, સાહેલીરે
વ્રજવનિતાના ભાવ, લિલાવ્રજ નિરખીયે સાહેલીરે ૧૩

સમો થતા દર્શન ખુલ્યા, સાહેલીરે
ભીડ વષ્ણુવની થાય, લિલાવ્રજ નિરખીયે સાહેલીરે ૧૪

હવે રથ જાત્રા મધ્યાને થશે, સાહેલીરે
રાજભોગ સરે જાણ લિલાવ્રજ નિરખીયે સાહેલીરે ૧૫

શ્રી બાળકૃષ્ણ રથમાં બિરાજસે સાહેલીરે
જાણી વૈષ્ણવો હરખાય, લિલાવ્રજ નિરખીયે સાહેલીરે ૧૬



# ગાયન ૧૩ મું.

## રથજાત્રા ઉત્સવ

(રાગ-ઠુંમરી)

આજ સખી દેખી દરસન,
રથમેનંદલાલ બિરાજત હેરી આજ (ટેક)
શ્રી બાળક્રીષ્ણ પ્રભુ રૂપ નિરખીલે,
અદ્દભુત છબી દરસાવત હેરી. આજ. ૧
મુક્તામાલ શિનગાર ધરે,
શિષ કુલ્હે ચંદ્રિકારાજત હેરી. આજ. ૨
ગ્વાલ બાલ સંગ ચલત હસત પ્રભુ,
નેત્ર ચપલ ઝલકાવત હેરી. આજ. ૩
શોભીત રથ સબ સાજ સુનેરી,
કલસ ધ્વજા ફરકાવત હેરી. આજ. ૪
તુરંગ દોઊ સુંદર શિનગારે,
સબ બ્રિજમે રથ શોભાવત હેરી. આજ. ૫
શ્રીબ્રિજરત્નલાલ શોભીત બાલક સંગ,
પંખા ઓર ચંવર ઢુરાવત હેરી આજ. ૬
શ્રીનાથ દ્વાર કે બાલક જહાં ઠારે,
શ્રીબાલક્રીષ્ણરૂપ નિહારત હેરી આજ. ૭

બાલક સબ શોભીત પંખાલે,
દરસ અલૌકીક પાવત હેરી. આજ. ૮

હરિયારી રૂત શોભીત બ્રોજજયોં,
મલ્હાર રાગ જહાં અલાપત હેરી. આજ, ૯

સબ બ્રિજ ભગ્તનકે પુરી મનોરથ,
ફેરી નંદ ભુવન પ્રભુ આવત હેરી. આજ. ૧૦

મોતીન થાર આરતી ઉતારત,
શ્રી બ્રોજરત્ન નેત્ર શિરાવત હેરી. આજ. ૧૧

ફાગુન કીષ્ણ ચતુરદશી દીન,
લીલા યેહી પ્રગટાવત હેરી. આજ. ૧૨



# ધોળ ૧૪ મું

## હિંદોરાલીલા

(રગ-ચાલો સખી આજ વ્રંદાવન જઈયેજી)

શ્રી વલ્લભ ચરણે સદા ચિત લાવુંજી,
વળી વળી લીલા પ્રભુની ગાવુંજી. ૧
ફાગણ વદ ચતુરદશી દીનજી,
વાધે વાધે આનંદ અતિ મુજ મનજી. ૨
સંજા ભોગ સમો જે કહેવાયજી,
દરસણ હીંડોરાના શોભાયજી. ૩
રોપ્યા જોયા તે વાડી મોઝારજી,
સાજ્યા છે કેતકીપત્રે ચિત્રકારજી. ૪
સુંદર પાંચ હિંડોરા સાજેજી,
મધ્યમાં શ્રી બાલકૃષ્ણલાલ બિરાજેજી. ૫
ચાર મધ્યે બિરાજતા તે વખાણુંજી,
લિલા ભાવ સ્વરૂપ જુદે જાણુંજી. ૬
શ્રી મહા પ્રભુજીને શ્રી ગિરીરાજજી,
ત્રિ જેશ્રી કલ્યાણરાયજી મહારાજજી. ૭
ચોથે તે સાલીગરામ છે ભાળ્યાજી,
ચાર હિંડોરે એમ નિહાળ્યાજી. ૮

હરખંતા ઝુલાવે શ્રી બ્રિજરત્નલાલજી,
શોભીતા સાથ બાળક બેરશાળજી. ૯

પ્રસન્ન વદને પ્રભુને ઝુલાવેજી,
બાલક સહીત આનંદ પ્રગટાવેજી. ૧૦

ઝાંખી શ્રી વ્રજલીલાની સવુ કરતાજી,
વૈષ્ણવજનના નેત્ર હૃદયે ઠરતાજી. ૧૧

કીર્તન રાગ મલ્હારના ગવાયજી,
જાણે આજ શ્રાવણ માસ જણાયજી. ૧૨

શ્રી મહાપ્રભુજી લીલા શોભાવેજી,
સુખદેવા નંદભવને નિરખાવેજી. ૧૩

ભીડ વૈષ્ણવની બહુ થાતીજી,
થોકે થોક આવીને સમાતીજી. ૧૪

હવે વળી ઊદય દિવસ અમાસેજી
મનોરથ દીવાળીના મનાસેજી ૧૫
લીલાતે જુદે રાગે ગવાસેજી
વૈષ્ણવ જનને આનંદ અતિ થાશેજી ૧૬



# ધોળ ૧૫ મું.

## દીવાળી ઓચ્છવો

કાન જગાવવા. તથા દીવાળી અને હટડી

(રાગ સોરઠ)

શ્રી બ્રિજરત્નલાલ, શ્રીબાળકૃષ્ણને લડાવતારે
આનંદે રીઝાવતારે—(ટેક)

નિત નિત નોતમભાવ પ્રગટતા,
નિધી પ્રભુને બહુ પ્રસન્ન કરતા.
ફાગણુ માસ અમાસ તીથીએ,
દીવાલી દીપાવતારે શ્રીવ્રીજ. આનંદે—૧

સંજા સમે લીલા શોભાવો,
ગોધન પુંજી કાંન જગાવો.
થતા રાત્ર મંદીરમાં મેટી,
દીપમાલ ઝલકાવતારે. શ્રીબ્રીજ. આનંદે—૨

અગણિત જ્યોતી યંત્રની ભારી,
વળી ઝુમ્મરની ઝલક છે ન્યારી.
પ્રભુરૂપ સ્વરૂપના તેજ,
ક્રાન્તી નિરખાવતારે, શ્રીવ્રીજ. આનંદે—૩

શણુગાર ભારે શ્રી અંગ બિરાજે,
આભ્રણુ વસન ઓચ્છવના સાજે.
શ્રી બ્રીજરત્નલાલને પ્રભુ પરસ્પર,
પ્રસન્ન નેત્રે નિહાલતારે. શ્રીબ્રોજ. આનંદે-૪

ઓચ્છવ ભોગ અધિકા કહેવાતા,
દીવાળીના સહુ નેગધરાતા.
સર્વ ભાવે શ્રી કૃષ્ણુ ચંદ્રને,
પુર્ણ પ્રેમે હરખાવતારે. શ્રીબ્રીજ આનંદે-પ

દર્શનમાં બહુ ભીડ ભરાતા,
ઝાપટીઆ સહુ થાકી જાતા.
ન્યારા રસ્તા કરી સહુને સંભાળતારે. શ્રીબ્રીજ-૬

સમય થતાં આનંદ મન ધાર્યા,
હટડી કાજે પ્રભુ ભિત્તર પધાર્યા,
બિરાજ્યા આપ સાજી હટડીએ,
વ્રજજનને સુખ આપતારે. શ્રીબ્રીજ આનંદે-૭

થયા ઓચ્છવ દિવાળી દીપાઇ,
જોઇ મંદીરે સુંદર રૂશનાઇ.
વળી પ્રભાતે નવા મનોરથ,
થશે પ્રભુને મન ભાવતારે. શ્રીબ્રીજ. આનંદે-૮

# ધોળ ૧૬ મું.

## દાનનો મનોરથ તથા સાંજીલીલા.

(રાગ ગરબીનો શ્રીજસોદજી આવડો લાડકવાયોલાલ)

(શ્રી) નંદજીનાલાલ જસોદા જીવન, શ્રી બાળકૃષ્ણજી જોયાં.
બિરાજો પ્રભુ શ્રીવલ્લભ ઘેર નિરખી તમસું મન મોહ્યા (ટેક)

તમને વ્રજના રમણ બહુ ભાવેછે, શ્રીશ્રીજરત્નતે રિતે રિઝાવેછે.
નિત્ય નવલ લીલાથી લડાવે છે, શ્રી નંદજીના ૧

ચૈતર સુદ પ્રતીપદ દીન કહાવ્યા, દાણ કેરા મનોરથ રચી સાજ્યા.
વ્રજ ભગત ભાવથી શોભાવ્યા, શ્રી નંદજીના ૨

સામગ્રી દુધ ઘરના ઘાટો, મહિ માંખણ રંગના ધર્યા માટો.
નાના વિધના ભોગ ભારે થાટો, શ્રી નંદજીના ૩

કિરતનના સમાજ દુહરા સાજે, ગોપીજનને પ્રભુના ન્યારા ગાજે.
પ્રેમ વચન લીલાના આનંદ કાજે, શ્રી નંદજીના ૪

ગોપી નવલા હતા તે જોઈ ચિત્રે ઠર્યા, પ્રેમ લલના નમીને માટ નીચે ધર્યા
પ્રભુને ભોગ આરોગાવી પ્રસન્ન કર્યા, શ્રી નંદજીના ૫

થઈ દાન મનોરથની ઝાંખી, વળી સંજા સમય સાંજી દાખી,
નિરખે વૈષ્ણવો ધીરજ રાખી, શ્રી નંદજીના ૬

સાજી સાંજી જેમ વ્રજ ભગ્તે કરી, રંગરંગ સુમનથી ચિત્રે ભરી.
પ્રભુ સાનિધ્ય લીલા સહીત ધરી, શ્રી નંદજીના ૭
જેવી લીલા તેવા કીર્તન થાતા, સુણી વૈષ્ણવના મન હુલસાતા.
લોકો આવે દરસણે ધાતા ધાતા, શ્રી નંદજીના ૮
ભીડ ભારે થતી ધિરજ ધરતા, વૃદ્ધ બાળક રહે અળગા ઠરતા.
પ્રભુ સર્વ જીવોને દર્શન દેતા, શ્રી નંદજીના ૯
હવે રાત્રે શરદ લીલા જોઇશું, ચંદનીમાં શ્રીકૃષ્ણને નિરખીશું.
શ્રી વલ્લભ કૃપાયે આનંદ લઇશું, શ્રી નંદજીના ૧૦

---

# ધોળ ૧૭ મું.

## સરદનો મનોરથ.

(રાગ—ગરબે રમવાને ગોરી નીસર્યારે લોલ ગોરી)

સરદ દરસણ સુંદર શોભતારે લોલ, સુંદર શોભતા.
જોઇએ મોટા મંદીર નંદ ધામ, આનંદ છે ઘણોરે લોલ,
શ્રી બાળકૃષ્ણ પ્રભુ જ્યાં બિરાજતારે લોલ,
વાગે દુદુંભી નગારા ગડગડાટ, વાંજા ઝણુઝણેરે લોલ, વાજા.
શ્રી બાળકૃષ્ણ પ્રભુ જ્હા બિરાજતારે લોલ, સરદ દરસણ (ટેક)
થઇ ઇચ્છા પ્રભુને રાસ રમણુનીરે લોલ. રાસ,
જાણું આપ પોતે બ્રીજરત્નલાલ આનંદ, શ્રીબાળ, સરદ ૧

વસંતે સરદ લીલા પ્રગટતીરેલોલ, લીલા,
વ્રજ ભક્ત સાથ જોડ વિલ્લાસ, આનંદ. શ્રીબાળ, સરદ. ૨
બગીચે મંડપે ચંદની બનીરેલોલ, ચંદની.
રમણ કાજ લીલા સાજ્યા સઊ સાજ, આનંદ.શ્રીબાળ.સરદ ૩
શણુગાર ધર્યા છે વહાલે સરદનારેલોલ, વાલે.
નાના વિધના છે ભોગ ઉપહાર, આનંદ. શ્રીબાળ સરદ ૪

## સાખી ૧ લી

દરસણુમાં બહુ જન આવતા, વૈષ્ણુવની ભીડ ભરાય,
દશ વાગે રાત્રે ઝાંખી થતાં, જયજયના સહોર ગરજાય.
સર્દ ચાંદનીમાં નિરખ્યા બ્રિજચંદ, આનંદ. શ્રીબાળ, સરદ.
વૃંદાવન રમણુ નિજ ધામ છેરેલોલ, નિજ.
કર્યા બંસીબટ ચોકે વેણુંનાદ, આનંદ. શ્રીબાળ, સરદ. ૧
મોરલી વગાડી વહાલે તેડીયારેલોલ, વહાલે.
વેગે આવ્યા ગોપીના બહુ જુથ્થ, આનંદ. શ્રીબાળ, સરદ. ૨
વાજીંત્રો વાગે છે નાના છંદમારેલોલ, નાના.
રસગાન નૃત્ય વ્રજ ભક્ત સાથ, આનંદ. શ્રીબાળ, સરદ. ૩
નટ ભેખ સહિત રાસ રમણુ છેરેલોલ, રાસ.
ઉરમાળ મુગટ શિષ ઝળકાય, આનંદ. શ્રીબાળ, સરદ. ૪

## સાખી ૨ જી

લીલા ભાવ હેવા સરદના, સર્વ રીતે શોભાય,
રાસ રમણુ પ્રભુના નિરખીને, શ્રીબ્રીજરત્ન હૃદય હરખાય.

સમો થતા ભારે આરતીયો થાય, આનંદ, શ્રીબાળ, સરદ.
દર્શન કરતા આનંદ બીજે વાધીયોરેલોલ, બીજે.
વરઘોડો બિનેકીનો સજાય, આનંદ. શ્રીબાળ, સરદ. ૧
શ્રીગોવીંદલાલજી બિરાજયા વરઘોડલેરેલોલ, વરઘોડ.
શ્રોતીકેટના છે આજે લાડકોડ, આનંદ. શ્રીબાળ, સરદ ૨
ભારે વરઘોડાની ધમાલ છેરેલોલ, ધમાલ.
સહુ મહારાજો તે સ્વારીયે સોભાય, આનંદ. શ્રીબાળ, સરદ. ૩
વસન આભુષણો ભારે ધર્યારેલોલ, ભારે.
શોભે પાઘ શિર પેંચ મોતી સેર, આનંદ. શ્રીબાળ, સરદ. ૪

## સાખી ૩જી

કંઠે કંઠીઓ મુકતાતણી, પદક હિરાના ચલકાર,
સ્વેતજામાં રંગ પટુકા ધર્યા, ઝલ્કે જરી કીનાર.
સ્વારિ શોભા આજ ભારી દરસાય, આનંદ. શ્રીબાળ, સરદ.
ચાર અસ્વનીચારટે પ્રથમ શોભીતારેલોલ. પ્રથમ.
તિકેટ ગોવરધનલાલસાથ નિજલાલ,આનંદ.શ્રીબાળ, સરદ. ૧
બીજી બગીયોમાં બિરાજે વળી હરખથીરેલોલ, વળી.
જોતા સ્વરૂપો આનંદ અતિ થાય, આનંદ. શ્રીબાળ, સરદ. ૨
વાગે વાજાં ન્યારી ન્યારી સ્વારાયેરેલોલ, ન્યારી.
ન્યારા રશાલાને રોશની પ્રકાશ, આનંદ, શ્રીબાળ, સરદ. ૩
આગળ ડંકા નિસાન ઘોડે ચાલતારેલોલ, ઘોડે.
મોટા બેંન્ડ વાજાં ઝણુકાર ગરજાય, આનંદ,શ્રીબાળ, સરદ. ૪

## સાખી ૪થી

આતસબાજી બહુ રંગની, તારા ઉડે અસમાન,
વળી થતા અવાજ બંદુકના, ફરકે પતાકા નિશાન.

કીરતન ગાતા વૈષ્ણુવનો સમાજ, આનંદ, શ્રીબાળ, સરદ.
કેશરીઆ મંડલી મોટીગાજતીરેલોલ. મોટી.
ગાતાં ઝાંઝ મૃદંગે ધ્વજા હાથ, આનંદ, શ્રીબાળ, સરદ. ૧
વરઘોડો જોવાને લોકો દોડતારેલોલ લોકો.
રસ્તે ભીડ ઘર ગોખે.થોકા થોક, આનંદ, શ્રીબાળ, સરદ. ૨
શ્રી ગોર્વીંદલાલજી વરઘોડે જેવા શોભતારેલોલ. જેવા.
જાણે જાદવ પતિ પરણુવાને જાય, આનંદ. શ્રીબાળ, સરદ. ૩
કરતા પુષ્પનિ વૃષ્ટિ જન હરખતારેલોલ, જન.
સર્વે સ્વરૂપોને નમે નરનાર, આનંદ, શ્રીબાળ, સરદ. ૪

## સાખી ૫મી

પરિક્રમા કરિ મંદીરની, વળી પવિત્ર કર્યું છે શહેર,
વરઘોડા સહિત સહુ સાંતિથી,આવ્યા આનંદેનિજ ઘેર.

ભારી બીનેકી શોભાવી છે મહારાજ, આનંદ, શ્રીબાળ, સરદ.
સહુ મહારાજો મુકામે પધારીયારેલોલ, પધારી.
સનમાન સાથ થઇને પ્રસન્ન, આનંદ, શ્રીબાળ, સરદ. ૧
પ્રતિપદાનાચે આનંદછેરેલોલ, આનંદ.
બિનેકીનો વરઘોડો વખણાય, આનંદ, શ્રીબાળ, સરદ. ૨

વળી ઓચ્છવછે બીજ ગુરૂવારનોરેલોલ. ગુરૂ.
જાણી વૈષ્ણવો તે હરખે છે અપાર, આનંદ, શ્રીબાળ. સરદ ૩
શ્રી વલ્લભ કૃપાના આનંદછેરેલોલ. આનંદ.
જાણે દાસ ત્રીકમ મગન હૃદયે મહાંય,આનંદ- શ્રીબાળ.સરદ ૪

---

# ધોળ ૧૮

## શ્રી ગુંસાઇજીનો ઉત્સવ તથા જન્માષ્ટમી

(રાગ—શ્રી વલ્લભ ગુણ ગાવુંરે, કે આનંદ પ્રેમધરી)

આનંદ ભર્યા આવોરે, લીલા પ્રભુ પ્રાગટતણી,
શ્રી ગોકુળનંદ ભુવનેરે, બિરાજ્યા જેમ વ્રજના ધણી. ૧
પ્રાગટ વળી ઓચ્છવરે, શ્રી વલ્લભ નિજ ગ્રેહ જેવા,
શ્રી વિઠ્ઠલનાથજી કેરારે, જન્મ આનંદ તેવા. ૨
આનંદ યે લીલાનારે, શ્રી મહા પ્રભુ નિરખાવે,
શ્રી બાળકૃષ્ણ લાલનેરે, શ્રી બ્રીજરત્ન રીઝાવે. ૩
ચઇતર સુદ બીજેરે, ઓચ્છવ એ પ્રગટાવ્યા,
રાજભોગ દરસણમારે, પ્રથમ મનોરથ કહાવ્યા. ૪
શ્રી ગુસાંઇજીના જન્મનારે,ઓચ્છવ મોટા પરમાણ્યા,
શ્રી કૃષ્ણચંદ્રના જેવારે, પ્રાગટ તેવા જાણ્યા. ૫

શણુગાર પ્રભુનેરે, અષ્ટમીના શોભાવ્યા
તેવા ભોગ સામગ્રીરે, ઓચ્છવના આરોગાવ્યા ૬
દરસણે લીલા જોઇયેરે, પ્રભુને તિકલ થાતા,
હરખે શ્રી બાળ કૃષ્ણુનેરે, મહારાજ માળા ધરતા. ૭
તેસમે વાગે વાજાંરે, નગાર ખાના ગડગડીયા,
ભીડ ભારે વૈષ્ણુવનિરે, સહુસ્ત્ર વધી ભેળાં થયા. ૮
ઝાંખી સહુને થવાનેરે, આપની છે પરમ દયા,
આરતિ ઉતરી રહીરે, અનોસર ટેરા થયા. ૯
વળી બિજા આનંદરે, જન્મ લીલા પ્રભુની થશે,
સાંજ થાતા વૈષ્ણુવનીરે, થોકે થોક આવી ધશે. ૧૦
સાત વાગે ખોલાયારે, ટેર સુણી સહોર કરે,
વેગે ધાતા મંદીર મારે, ધીરજ કોઇ નવરે ધરે. ૧૧
જોર કરી જન જાતારે, દોડે કોઇ અથડાતા,
વાગ્યા વાંજીંત્રો દ્વારેરે, નગારા ભેરી ગડગડતા. ૧૨
હજારો વૈષ્ણુવ જનરે, ધાતા જહાં ભીડકરે,
બંદોબસથી બચીનેરે, જઇને દરસણુમાઠરે. ૧૩
શ્રીબાળકૃષ્ણુને નિરખેરે, સોના પલનામાં ઝુલે,
નયણાં ભરિ જોતારે, વૈષ્ણુવ અંગોઅંગ પુલે. ૧૪
શ્રીવલ્લભના બાળક સહુરે, કેસરી વસ્ત્ર ધર્યા,
ઉપરેણુા કીનારી નારે, શોભે છે આનંદ ભર્યા. ૧૫

શ્રીવ્રીજરત્ન પ્રફુલીતરે, વાલાને ઝુલાવેછે,
શ્રીતીકેટ સહ બાળકોરે, મળી હુલરાવેછે. ૧૬
સુંદરતા નિહાળતારે, ખેલોને ખેલાવેછે,
વિવીધ બાળ ભાવેરે, નિધીને લડાવેછે. ૧૭
અલધોનાદધી ઉડેરે, મોટા મોટા માટઢળે,
બાળક સહુ ખેલેરે, હાથએકએકનેગળે. ૧૮
શ્રીવ્રીજરત્નલાલનેરે, મંડળ લઇ હસાવેછે,
શ્રીઅંગે દધી રેડેરે, વિનોદ ઉપજાવેછે. ૧૯
શ્રીનંદ જસોદા સ્વરૂપોરે, ગ્વાલ ગોપી દીસંતા,
આનંદ મગ્ન ગ્વાલોરે, નાચે દધી કીચ થતા. ૨૦
બાળકો સંગે ખેલેરે, ભગવદી વળી ભાગ્યવંતા,
લપટી એક એકનેરે, દધીકાદે લપસી જતા. ૨૧
આનંદ સહોર ગરજેરે, ઝાલરી ઢોલ વાજે છે,
કીર્તન જહા ગવાતારે, મંગલ ચાર સાજે છે. ૨૨
દધી ઓચ્છવ મોટોરે, જેવો નંદ દ્વાર સોહીયે,
પ્રભુ તે બિરાજેરે, તેવા આનંદજોઇએ. ૨૩
શ્રી શ્રીજરત્નલાલજીરે, વ્હાલાને પલને નિરખે,
ઉછલીત બાળ ભાવોરે, ગુઢ લીલા કોણ પરખે. ૨૪
હેવે આરતી પ્રગટીરે, થાળ નવ રત્ને ભરી,
ઉતારતા હરખેરે, સુંદર છબી નેત્રે ઠરી. ૨૫

રૂપ પ્રભુના વીલોકીરે, ન્યોછાવર વાળેછે,
વાત્સલ્યતા વાધતારે, દૃષ્ટાં દોષ ટાળેછે. ૨૬
તે સમયની ઝાંખીરે, વૈષ્ણવ ભાગ્યવાનેકરી,
કૃપાના કારણુ છે રે, લીલા જેને હૃદયેધરી. ૨૭
જન્મ લીલાના આનંદરે, જેવા શ્રીગોકુળ વીશે,
સાક્ષાત સુખ તેવારે, આજ સુરતમાં દીસે. ૨૮
મહા મોહુ ઓચ્છવનારે, દશાનાના સુખ લીધા,
શ્રીબ્રીજરત્નને કૃપા કરીરે, આનંદ કેરા દાન દીધા. ૨૯
જેજેકારથયોછેરે, ટેરા દશ વાગે કર્યા,
મંગલ સ્નાન કાજેરે, મહારાજ સર્વે પધાર્યા. ૩૦
ઓચ્છવ લીલા આજનીરે, બુદ્ધી અનુસાર કહી,
વર્ણન થોડ કરીયુંરે, કે શ્રીગુરૂચરણેરહી. ૩૧
હવે મનોરથ મોટોરે, આવતી કાલ થશે,
છપ્પન ભોગની ઝાંખીરે, સુણી બહુજન હરખે. ૩૨



# ધોળ ૧૯ મું.

## છપ્પન ભોગ લીલા દર્શન.

### (રાગ બરાનપુરી-ગરબાની દેશી)

શહેર સુરત ભારે ગાજે, મોટે મંદીર આનંદ સાજે,
છપ્પન ભોગના દર્શન આજે, જાણી ઉમંગે સહુ. ૧
ચઇતર સુદ ત્રીજ શોભાવે, શુક્રવારે તિથી કહાવે,
પુષ્ટી યજ્ઞ લીલા પ્રગટાવે, શ્રીબ્રીજરત્ન મહારાજ. ૨
શ્રીબાળકૃષ્ણ પ્રભુની સાથ, બિરાજે નિધી સહીત શ્રીનાથ,
શ્રીવલ્લભબાળકોને હાથ, જહા સામગ્રી ધરાય. ૩
સામગ્રી છે છપ્પન ભોગ, રાજ રીતે ઉપભોગ,
વ્રજ ભગ્ત ભાવ સંજોગ, લિલા ભિત્તર શોભાય. ૪

### સાખી ૧ લી

શોભા સર્વ વ્રજ ભાવથી, ભારે ભોગ સજાય,
મધ્યાનથી આરંભતા, મધ્ય રાત્રે પુર્ણ રચાય.

આવ્યા દર્શને બહુ લોક, સંજા થાતા થોકા થોક,
મંદીર દ્વારે ભરાયો ચોક, જન સમાતા નથી. ૧
લોક સંખ્યા વધતી જાતી, કાપડ બજાર સુધી દાટી,
ચહુટા નાકા પોળ ભરાતી, ફરતી દીસે છે ભીડ. ૨
ભીડે જુવે શોભા ભારી, મંડપ રચના ન્યારી ન્યારી,
રોશની જોતા ધારી ધારી, મંદીર તેજ ઝલકાય. ૩

આનંદ ભારે વળી જણાય, વૈષ્ણવ મંડળ કીર્તન ગાય,
મંડળી કેશરીયા શોભાય, ગાતા બોલે મંડળકાર. ૪

## સાખી ૨જી

મંડળાકાર હીંચોરમે, જેમ રાસ મંડળ દેખાય,
જન પ્રસન્ન થઇ નિહાળતા, આનંદે વેળા જાય;
દર્શન કાજે મન સહુ તાણે,કારજ અંદરના નવ જાણે,
ધીરજ રાખી ઠરે ઠેકાણે, હેવે થઇ મધરાત. ૧
ભીત્તર ભોગ સમર્પણ કીધા,પૂર્ણ આનંદ પ્રભુને દીધા,
આરોગવાના ટેરા લીધા, બાળક પધાર્યા સહુ બહાર. ૨
બેઠા બેઠકમાં મહારાજ, કરી શેવા કેરાં કાજ,
જન મેળો ભારી સમાજ, જોઈ કર્યા છે વિચાર. ૩
વિચાર કરી સભા ભરાવી, શોભ્યા બાળક મંડપ આવી,
શાન્ત થવા ટેર કરાવી, લોકો હજારો હરખાય. ૪

## સાખી ૩જી

હરખે ધીરા થઈ બેસતા, ભાષણ જેમ સંભળાય,
પ્રમુખ શભામા બીરાજતા, શ્રી તીકેટના લાલ શોભાય.
શ્રી દામોદરજી ભાષણ કરતાં, લોકો પ્રેમેથી સાંભળતા,
સ્વદેશ હીતના બોધ દેતા, કેમ રાષ્ટ્રિય થવાય. ૧
પ્રથમ કારજ એમ કરવું, ભ્રાતૃ ભાવે સંપી રહેવું,
કાપડ દેશી સહુ વાપરવું, વસ્તુ માત્ર તમામ. ૨

ભાષણ વિસ્તારી સંભળાવ્યા, શ્રીવલ્લભલાલે પણ સમજાવ્યા;
આબાદ થાય તેમ ઠસાવ્યા, સુણી આનંદે સહુ. ૩
અસર કારક ભાષણ સાર, વર્તમાન કાળ અનુસાર;
વચનો કહ્યાં સુખકાર, કૃપા કરી જગમાન. ૪

## સાખી ૪થી

માને કૃપા શ્રી મહારાજની, જનસમાજ બહુ ખુશ થાય;
જય જયના ઘોષ ગરજાવતા, થઇ સભા પુર્ણ દરસાય,

સભા સર્વ લોકે વખાણી, કીધા કારજ આપ પ્રમાણી,
ભોગ સરવા વેળા જાણી, ભિત્તર પધાર્યા મહારાજ, ૧
દર્શન કાજે તત્પર થાતા, લોકો આનંદે ઉભરાતા,
ત્રણવાગે ટેર સુણતા, જાણ્યું દર્શન ખુલ્યા. ૨
શ્રીબ્રાજરત્નલાલ મહારાજે, તેડયા સેવક રક્ષણ કાજે,
વૉલન્ટરીઓ મુકયા દરવાજે, સહુને શાન્તીથી જવા. ૩
દર્શન વાડીમાં છે જાણી, સહુ કોઇ બાંધે કંમ્મર તાણી,
ભીડે જાવા હીંમત આણી, પણ નહીંરે જવાય. ૪

## સાખી ૫મી

જઇ સકે નહિ મન ધારતા, બંદોબસ્ત ભારે દેખાય;
સ્ત્રી પુરૂષ ન્યારા કર્યા, જુદે રસ્તે જવાય

નગારા વાગે ગડગડાટ, વાજાંના છે ઝણ ઝણાટ,
બંદુક છુટે ધણ ધણાટ, લોકો ગભરાતા ધાય. ૧
કોઇ પડતા કોઇ અથડાતા, બહુ બહુ ભીડે જઇ ભચડાતા
વૃદ્ધ બાળકો દબાતા, થાયે ભારે કોલકાર. ૨

થાતો સહોર ગગને ગાજે, ભેરી શરણાઈ તેવા વાજે,
જલદી જાવા જન મન દાઝે, જોતા હિમંત હુટે. ૩
દીસે લોકો દરીયો છલકે, નજરે જોતા છાતી ધડકે,
અન્ય ધર્મી જોઈને ભડકે, ભારે ભગ્તીનો દમામ. ૪

## સાખી ૬ ઠ્ઠી

લક્ષા વધી લોક દેખાય છે, ભર્યો સાગર ઉછળાય;
સરિતારૂપ જન આવતા, જેમ સીંધુ માહે સમાય.

વધતો જાય જન ઉછળાટ, ફસતા દાટીમાં ગભરાટ;
પાછા નિકળવા અકળાટ, ફરતા ફાવે નહિ. ૧
દુનીઆ વધતિ વધતી આવે, કેમ ભીડમાં સમાવે,
ધાંધલ કરતા જોર જણાવે, ત્રાસ સેવકો સહે. ૨
ઉપરા ઉપરી હેલ જઇ પડતા.ધીરા થાવા સેવક કહેતા;
થોડી થોડે અંદર લેતા, જેમ દર્શનમાં સમાય. ૩
દોડયાજાય ધડધડાટ, વચલે નાકે ગરબડાટ;
છુટે ત્યાંથી સડસડાટ, જે જે કરતા પળાય. ૪

## સાખી ૭ મી.

જઇ શ્રીબાળકૃષ્ણને નિરખતા, જહાં છપ્પન ભોગ જોવાય;
સામગ્રી અવધી નિહાળતા, વૈષ્ણવ જન વિસ્મય થાય.

દર્શન કરી ઝટોઝટ, ખશી જાવું પટોપટ;
ચાલે નહિ જો સટોસટ, ઝાપટ પડે ફટોફટ. ૧
ધાકે હડતા હડતા જાય, ત્યારે દર્શન સહુને થાય;
કોઈ ભીડે નાહ દબાય, રાખે ઝાપટીઆ ધ્યાન. ૨

દક્ષણ મારગથી જન જાતા, દર્શન કરી પાછા વળતા;
પૂર્વદરવાજે નિકળતા, જાય શાન્તી થકી. ૩
સહુના જાન માલ રક્ષાય, હેવા બંદોબસ્ત રખાય;
મહારાજશ્રીના જસ ગવાય, સારી રખાવે સંભાળ. ૪

## સાખી ૮મી

સંભાળ પુર્ણ રીતે થતી, છે પોતે પરમ દયાળ;
નજર સર્વમાં રાખતા, વૈષ્ણવ પર બહુ વ્હાલ.

વ્હાલ રાખે શ્રમીત થાતા, ભગ્તી ભાવ જોઇ હરખાતા;
આપ આનંદમાં શોભાતા, હેવે થઇ છે પ્રભાત. ૧
પહેલી રાત્રથી ધમાલ, ચાલી થતા પ્રાતસઃકાળ;
દીવસ ચહડતા મટયો ઉછાળ, ભીડ ઓછી થતી. ૨
લોકો ઘટતા જેમ જણાય, તેમ શેવા સમો ભરાય;
નવ વાગે ટેરા થાય, એટલે થયું સહુ શાન્ત. ૩
શ્રી બાળકૃષ્ણ પ્રતાપી કહાવ્યા, મનોરથ મોટા શોભાવ્યા;
આનંદ નિરવિન્ધે વરસાવ્યા, જોઇ અકળ લીલા, ૪

## સાખી ૯મી

લીલા અકળ કોઇ નવલહે. જન અલ્પ મતિ કહેવાય;
શ્રી વલ્લભ પ્રભુ કૃપા કરે, તો જીવ કૃતારથ થાય.

ઓચ્છવલીલા પુર્ણ ગવાઇ, સાર થોડામાં કહેવાઇ;
ભોગ સાસશ્રી જેવાઇ, તેહનું કરીશું વર્ણન. ૧

# ધોળ ૨૦ મું.

## છપ્પન ભોગની સામગ્રીનું વર્ણન.

(રાગ દયારામભાઈ કૃત રૂક્મિણી વિવાહ ત્રીજા મીઠાનો)

છપ્પન ભોગની શોભા શી વર્ણવું, લીલા અલૌકિક નિરખાય,
જ્યાં શ્રીબાલકૃષ્ણ ભોગ આરોગતા, ભારે સામગ્રી શોભાય;
જે જે બોલો શ્રી બાલકૃષ્ણલાલની. ૧

શ્રી બ્રીજરત્ન પ્રભુ શ્રી બાલકૃષ્ણને ગોવર્ધન લીલા જોગ,
પુષ્ટિ યજ્ઞ રીતથી રીઝાવતા, આરોગાવે છપ્પનભોગ;
જે જે બોલો. ૨

જન અગણિત જ્યાં દર્શન કરે, વૈષ્ણવ હરખ ન માય,
પ્રભુને નિરખી સામગ્રી નિહાળતા, જોઈ જોઈ વિસ્મય સવુ થાય;
જે જે બોલો. ૩

શણગાર પ્રભુને ભારે શોભતા, લીલા રૂપ ભાવ પ્રૌઢ,
શિષ કુલ્હે ચંદ્રિકા જોડ ઢળકતી, ધર્યા ગોકર્ણ જોડ;
જે જે બોલો. ૪

કટિ કાછ કિંકિણી પટ પિત છે, જરી પટુકા મોતી માળ,
હીરા હાર હરિને ઉર ઝગમગે, સુમન વનમાળા વિશાળ;
જે જે બોલો. ૫

શ્રી ગિરિરાજ ધરણુ રૂપે ઝાંખતાં, નિરખી નેત્ર ઠરાય,
શ્રી મુખ હસ્તા દિસે બાલરૂપથી, અદ્દભુત છબી દર્શાય;
જે જે બોલો.... ૬

જ્યાં છે સામગ્રી તે વર્ણનકરૂં, મુજ મતિ અનુસાર,
શ્રી વલ્લભ પ્રભુની કૃપા થકી, વરણું થોડામાં વિસ્તાર;
જે જે બોલો.... ૭

મિશ્રિ માખણુ દધી નિકટરહ્યાં મેવાફળ બાળ ભાવે,
નારંગી ને અનાર કેળા દ્રાક્ષ છે, જામફલ આંબાફલ શોભાવે;
જે જે બોલો.... ૮

શચણુ કમરક ને અન્નાસ છે, ફાલસા સક્કરટેટી સાજ,
સાજ્યાં સિદ્ધ કરીને આરોગવા, આખા ધર્યાં રમવા કાજ;
જે જે બોલો.... ૯

એવાહરા તરમેવા સુકા સવુ, સોના તાટમાં સરસાય,
દૂધ ઘરની સામગ્રી વલી છે ઘણી, ઉપર વરખો ઝલકાય;
જે જે બોલો....૧૦

ખમણી ખુવા પેંડા બરફી સજી, શ્વેત કેસરી જણાતી,
સુંદર ઉજવળ સૌ જુગતે રચી, રૂપા પાત્રોમાં શોભાતી;
જે જે બોલો....૧૧

ગુંજા ઘારી માવાના બહુ ઘાટ છે, મેવા સુગંધીએ ભરીયા,
ન્યારા નામ ઓળખતા નહિ બને, ઘારી ઉપર ઘૃત ઠરીયા;
જે જે બોલો....૧૨

બાલભોગ નાગરી સાજી હિસતી, મગદળ વેસન લાડુ બાંધું,
હારોહાર મોટા ટોપલા ભર્યાં, નામ શા શા હું વખાણું;
જે જે બોલો....૧૩

જ્યાં અનસખડી છે ઘણી જાતની, નામ કહેતાં લાગે થાક,
નજરે જોતાં જેવો સાગર ભર્યો, અગણિત વસ્તુ આડો આંક;
જે જે બોલો....૧૪

પકવાન જોયારે બહુ ભાતના, ફળી છુટી બુંદી લાડુ,
લાડુ સેવૈયાને મનોહર લહ્યા, મગજ ધારામાં ઘી ઘાડું;
જે જે બોલો....૧૫

ઉકર લાડુ પન્ની લાડુ જાણીયે, ચારોલીના સુગંધદાર,
તવાપુરી જલેબી રસે ભરી, ખરમંડા ને મોંનઠાર;
જે જે બોલો....૧૬

ઘેવર ચંદ્રકલા રંગકેસરી, બાબર ઉફરેટા ત્યાંય,
કોમલ વસ્તુ કેસરી ને શ્વેત છે, સુંદર સામગ્રી નિરખાય;
જે જે બોલો....૧૭

કપુર નારી લાટા ને ઇંદ્રશા, મેવાટી ને છે સીખોરી,
દેરવડી ને માંડા માખણવડા, વળી મીઠી છે કચોરી;
જે જે બોલો....૧૮

તીલ સાંકલી મુરકી સુખે ન કહું, ઠોર મઠડી થોક ભારી,
સક્કરપારા સાથેછે ગોળપાપડી, ગુલાબ જાંબુ જોયા ધારી;
જે જે બોલો....૧૯

મોહનથાળ ગુંદપાક ખાજાને દીઠા દહીંતરા, ગાંઠીયા થપડી જીરાપુરી,
ફરફરીયા વળી પપચી ખરી, સેવનથી રહી અધુરી;
જે જે બોલો....૨૦

લુચઇ લપસી ને મુખવિલાસ છે, મોહનભોગ માલપુળા,
સુરજરોટી શુલી કોઠીરોટલી, ચુરમા લાડુ છે દળ જેવા;
જે જે બોલો....૨૧

પુરી મોલી ઘણી ગળી વહેડમી, પીળા થાપડા ને સુંવાળી,
દાલ મગ ચણાની તલ્યા ચણા, સુકલી ભર્માં ફરી ભાળી;
જે જે બોલો....૨૨

બાસુદી ને શ્રીખંડ સીખરનવડી, ખીર આંબારસ ધરીયાં,
સોના રૂપા કટોરામાં સાજીયા, શોભે રંગ પાત્રે ભરીયાં;
જે જે બોલો....૨૩

બીરંજ મીઠો ધૃતે મેવાંતરે, મઠા સાથે કેસરી ભાત,
પન્નાં મુરબ્બાને બીલસારા બહુ, પાટીયા સેવ જોઇ ખાંત;
જે જે બોલો....૨૪

ગૌરી દુધ ઘાડા ધેયાં ઉજળાં, મિશ્રી સુગંધી ભેલાઇ,
પ્રભુને પ્રિય પ્રીતેથી આરોગવા, કેસરી દુધ ને મલાઈ,
જે જે બોલો....૨૫

એમ અનસખડી થોડે વર્ણવી, સખડી વસ્તુ છે અથાગ,
નામજુજવાતે શી પેરે કહું, વર્ણું થોડે માની ભાગ;
જે જે બોલો....૨૬

સખડી ભાત સોનાથાળે સાજીયા, સાનિધ્ય મધ્ય પ્રભુ પાસ,
ન્યારા સાજ્યા દીસે નીજકુંજમાં, ભોજન કાજ સુખરાસ;
જે જે બોલો...૨૭

કઢી દાલ કઠોળના કુંડા ઘણા, તીન કુંડાને મગ જોવાયા,
ચોળા વાલ વટાણા રસે ડબડબે, રાયતાં વડાં દહીંડુબાયા;
જે જે બોલો....૨૮

જોયા શાક ઘણી ઘણી જાતના, દુધી કારેલા કંટોલા,
ચીભડાં રેંગણ રવૈયા ભીંડા કાકડી,ગલકાં ફણસી,તુરીઆ કહોળા,
જે જે બોલો....૨૯

વાલ સીંગ ગવાર ચોલી પાપડી, પરવળ સુરણ આલુ શાક,
માંહે મરી મસાલા લસલસે, જુદા અનસખડીના પાક;
જે જે બોલો....૩૦

ખાટી પાટવડી ખાણુમીને ઢાકળા, પોલી ગળમાંણા મીઠા,
પાટીયા ખીરને ખીર સંજાબની, ખાંડ કેરી પુડા દીઠાં;
જે જે બોલો....૩૧

દૂધ ભાત ને દૂધ પોંઊવા ગળ્યા, છાશ સાથે છે દહિં ભાત,
રસ ભાત જોયો આંબા રસ તણો, માંહે કેસર સુગંધ જાત;
જે જે બોલો....૩૨

ભાજી મેથી ચોલાઈ ને લુણી ભલી, સુવા ભાજી રૂચી કારી,
પત્ર ભાજી વિવેકે કરી ધરી, રાઇ હીંગેથી વઘારી;
જે જે બોલો....૩૩

ભજીઆ પાંતરાંને વડા તળ્યા, પાપડી પાપડચંદ જેવા,
તીલવડી કચરીયાં કેરાં ભલા, સીધાણા ચટણી હારે જોવા;
જે જે બોલો....૩૪

લુણ મરી બુરાના કટોરા સજ્યા, ચમચા ઘૃતની કટોરી,
સખડી સાજ પાસે સૌ સાજીયા, લીંબુપટ આદા ચીરી;
જે જે બોલો...૩૫

એવી ભોગ સામગ્રી થોડે વર્ણવી, જેવી જાણી તે કહેવાઇ,
રસ ખટરસ કેરો અવધિ થયો, કવિજન વર્ણે શું ગાઇ;
જે જે બોલે....૩૬

એક વસ્તુ ચતુર્દશ પાત્રમાં, ચાર ભાગે સાજી ઓટ,
ચતુર ગુણે છપ્પન ભોગ ભાવ છે, થોકે રચના દિસે કોટ;
જે જે બોલો....૩૭

પ્રભુ ભોગ આરોગે પ્રસન્ન થઇ, નિધિ સાથ શ્રી સુખરાસ,
સોના ઝારીઓ શ્રી જમુના જળે ભરી, તાંમ્બુલ બીડા ધર્યાં પાસ;
જે જે બોલો....૩૮

મુખવાસ કરાવે હરિને પ્રેમથી, શ્રી બ્રીજરત્ન મહારાજ,
અત્તર સુવાસ સહિતે રીઝાવતા, હરખ્યા પૂર્યા સર્વે કાજ;
જે જે બોલો....૩૯

શ્રી વલ્લભ કેરા બાલક જ્યાં બિરાજતા, તિકેટ શ્રી ગોવર્ધનલાલ,
લાલ સહિત સ્વરૂપ શોભી રહ્યાં, શોભા અનુપમ રસાલ;
જે જે બોલે....૪૦

પ્રભુની સાનિધ્ય રાજે રત્નો હારથી, મોરછલ પંખા ગ્રહ્યા હાથ,
જેવા ગોલોક ધામ પ્રકાશીયા, દિસે લીલા સાક્ષાત્;
જે જે બોલો...૪૧

લીલા ભાવ સમેના કીર્તન થતા, સુણતા સ્વર ભારે સાદ,
વળી કેસરીયા મંડળી ગાજતી, ઝાંઝ મૃદંગના બહુ નાદ;
જે જે બોલો....૪૨

સૌ દર્શન કરતા ચકીત થતા, રચના જોતા ઠરી જાય,
સહસ્રાવધિ વૈષ્ણવ લીલા નિરખતાં, નિરખે તૃપ્તિ ન પમાય;
જે જે બોલો....૪૩

ઝાંખી કરતા ભીડે સહુ વળી વળી, મન વાધે છે હુલ્લાસ,
સામગ્રીના સુવાસ મઘમઘી રહ્યાં, બેહેકે કસ્તુરી બરાસ;
જે જે બોલો....૪૪

નવ રત્ન થાળ ભરી આરતી, ઉતારતા શ્રી વલ્લભ બાળ,
શ્રી વ્રીજરત્નલાલ નેત્ર સીરાવતા, હુલસે હૃદે અતિ વ્હાલ;
જે જે બોલો....૪૫

જેજેકાર સહોર તે સમે થયો, ઘોર ગગને ગરજાય,
જશ દુદુંભી વાજીંત્રો વાગીયા, આનંદ ભારે ઉછળાય;
જે જે બોલો....૪૬

નિર્મલ દર્પણ વહાલાને દેખાડતા, શ્રી વ્રીજરત્ન ગુઢભાવ,
જોઇ વૈષ્ણવ જન જ્યાં મોહી રહ્યાં, પુષ્ટિ લીલાના પ્રભાવ;
જે જે બોલો....૪૭

શ્રી બાલકૃષ્ણલાલની ઈચ્છા થકી, ધાર્યાં થયાં પૂર્ણ કામ,
શ્રી બ્રીજરત્નલાલના મનભાવના, મનોરથ શોભાવ્યાં નિજધામ;
જે જે બોલો....૪૮

છપ્પન ભોગ લીલા પૂરણ કહી, સંક્ષેપે સવુ સાર,
કવિ દાસ ત્રિકમ ગાય હરખથી, શ્રીગુરૂ કૃપાને આધાર;
જે જે બોલો.. .૪૯

इतीश्री छप्पनभोग महोत्सव लीलावर्णन संपूर्ण.

# श्री बाळकृष्णो जयति.

## ધોળ ૨૧ મું.

### અથ પ્રસ્તાવ શોભા વર્ણન.

(રાગ–દયારામભાઈ કૃત રૂકિમણી વિવાહ પ્રથમ મીઠાનો ઢાળ)

શ્રી બાલકૃષ્ણજીના ચરણ કમળનું, ધ્યાન સદા હૃદયે ધરૂંરે,
શ્રી વલ્લભ પ્રભુની કૃપા થકી આજે, મંગલ જશ વર્ણન કરૂંરે. ૧

શ્રી બ્રીજરત્નલાલના મોટા કુંવર, શ્રી ગોવિંદલાલજી જાણીએરે,
ઉપવીત એમને શ્રી અંગ સોહાવ્યા, પ્રસ્તાવ આનંદ તે
વખાણીએરે. ૨

મહારાજ હરખે ભર્યા કારજ કરતાં, પ્રફુલ્લીત વદન શોભાવતારે,
પ્રભુ પ્રસન્નને પ્રસ્તાવ તણા જશ, ભારે જગતમાં વધારતારે. ૩

ફાગણુ વદની એકાદશીએ શુભ, મંડપ મુહુર્ત રોપાવતારે,
વિઘ્ન હરણ પૂંજી ગણુ સ્થાપ્યા, પીઠી કુંવરને ચઢાવતારે. ૪
વદી તેરસને દિવસથીરે શોભા, મંગલ કાર્ય આરંભતારે,
કુલદેવ્ય પૂજન ગૃહશાન્તિ કરેવા, દંપત્ય સ્વરૂપ બિરાજતારે. ૫
કેસરી વસ્ત્ર શ્રી અંગેરે ધરીયાં, ઓઢણુ ઉપભારે જરકસીરે,
આભ્રણુ મોતી હીરાના ચમકતા, શોભા અનુપમ મનવસીરે. ૬
બિરાજે ચોક સંગે લાલ લાડકડા, બ્રહ્મ તેજ જહાં પ્રકાશતારે,
જદુકુળ દીપક જેમ નીરખીએ, શુકમુની સરખા સોહાવતારે. ૭
યજ્ઞશાળા સ્થાપી છે વેદી ત્યાં, શાંન્તિ હોમ વિધિએ થતારે,
વેદાચાર્યને ઉપાધ્યાય મોટા, વિબુધ સમા વેદ ભાંખતારે. ૮
રંગ મંડપ કેરી શોભા શી કહીએ, ઇંદ્રિભુવન જેવા ઝાંખતારે,
પડદા ચિત્રિત કદલી સ્થંભ તોરણુ,ધ્વજા મંગલ પટ સાજતારે. ૯
આસ્તર્ણરંગ સુમનસમા ઢાળ્યા, દિવ્ય સુભગ રચના ઘણીરે,
કવિજન જોઇ શોભા શું વરણે,પ્રભુતા શ્રી વલ્લભ પ્રભુ તણીરે. ૧૦
રાત્ર સમય થાતાં દીપ પ્રગટતાં, યંત્રજ્યાતિ અતિ ઝળકતીરે,
ઝુમ્મર રંગી મોટા જલહળતા, રચના અલૌકિક દિશતીરે. ૧૧
શ્રી વલ્લભના બાળક જયાં બિરાજે, તેજ પુંજ શોભાવતારે,
મહારાજ તિકેટ શ્રીગોવર્ધનલાલ સંગે,લાલ દામોદર રાજતારે. ૧૨
ગોસ્વામિ મહારાજ જુગતે સઉ બેઠા, રૂપ અનુપ દર્શાવતારે,
વસન આભુષણુ ભારે ધર્યાં છે, પ્રસન્ન વદન નિરખાવતારે. ૧૩
ભીડ ભારે દરશન કરતાં જન, હરખે ઉતાવળા બહુ થતારે,
શ્રીવલ્લભગૃહે પરમ આનંદ સુખ,લેવા વૈષ્ણવો વેગે આવતારે. ૧૪

મનોરથ લીલા દર્શન મંદિરમાં, દ્વિગુણો આનંદ લેતા સહુરે,
ભક્તોની ભીડ બેહુ સ્થળે ભારી, સુખ સમુદ્ર હુલસે બહુરે. ૧૫
પ્રસ્તાવ શોભા દિન દિન પ્રત્યે ભારે,ઓચ્છવો જ્યાં પ્રગટાયછેરે,
છપ્પન ભોગે મનોરથ પૂરણુ, આનંદ ઘન વર્ષાયછેરે. ૧૬
મહા મંગલમય મંડપ શોભે, મંગલ વેદ ઘોષ ગાજતારે,
મંગલ ગીત સોહાગણો ગાતી, મંગલ વાજીંત્રો વાગતારે. ૧૭
શાન્તિદાન વિધિ પુરી થતાં, એવે મુહુર્તે તિથિ આવી ભલીરે,
ચૈત્ર શુકલ પંચમી ઉદે રવી, દરશણે બહુ મેદની મળીરે. ૧૮
શુભ લગ્ન યોગે શ્રી વલ્લભના બાલકને, બ્રહ્મશુત્ર પહેરાવતારે,
જે જે કાર તે સમે થયો ભારી, દુદુંભિ ભેરી ગાજતારે. ૧૯
છુટે બંદુકો અવાજ થાય વળી. ભક્તમંડળો કીર્તન કરેરે,
આનંદ સહોર કોલાહલ ગરજે, જોતાં નજર કાંઈ નવ ઠરેરે. ૨૦
પ્રથમદિક્ષા ગુરૂ દ્વિજવર પોતે, સ્વહસ્તે તિલક કીધાં લાલનેરે,
વિપ્રવૃન્દ ઉભા વેદ મંત્રે, રક્ષેઅક્ષતે બ્રહ્મ બાળનેરે. ૨૧
કોપીન દંડ કમંડળ આપ્યાં, ભિક્ષા પાત્ર રીતે ધરેરે,
પ્રભુ દિનકર દેવગણ અંત્રીક્ષે, હરખ્યા સુમન વૃષ્ટિ કરેરે. ૨૨
શ્રી વલ્લભના લાડીલા લાલને, વધાવે સોહાગણો વ્હાલથીરે,
હુલસી પ્રેમ ભર્યાં વારણા લેતા, ઉતારે આરતી દીપથાળથીરે. ૨૩
શ્રી માતતાત નિજ કુટુંબ સહોદર, ભિક્ષા આનંદભર્યા આપતારે,
સ્વકુલ પૂજ્ય મહારાજ મોટા સહુ,કરતા રીતો શોભા લાવતારે. ૨૪
વૈષ્ણવજન જ્યાં ભિક્ષા ભાવથી, ભેટ કરે સર્વ રીતથીરે,
ભુસન આભુષને સંધ્યાપાત્રો,કોઇ મુદ્રા ધરેછે અતિપ્રીતથીરે ૨૫

તેરે સમય બહુ ભીડ થતી, અનુચર શેવકો સંભાળતારે,
થોડી થોડે લેતા મંડપમાં, અળગે રસ્તે જન વાળતારે. ૨૬
શ્રી બ્રીજરત્નલાલ મહારાજ,આપ ઉદાર અવધિ ગુણે ભર્યારે,
દાન દક્ષણા આપી દ્વિજજનને,સનમાને સવુને પ્રસન્ન કર્યારે. ૨૭
શ્રી મહારાજે લાલજીને ઉપવીત આપ્યાં, વેદ વિધિએ પૂરણ કરીરે,
બ્રહ્મકર્મ મોટા જગમાં જણાવ્યાં, કીર્તિ દશોદિશ વિસ્તરીરે. ૨૮
પ્રસ્તાવ શોભાયે હરખ ભર્યા ગાવા, વર્ણન કર્યું શુભ રીતથીરે,
દાસ ત્રિકમ વિનંતી કરી કહે છે, ગાવો સોહાગણો ગીતથીરે ૨૯

---

## ધોળ ૨૨ મું.

(રાગ ઠકરાણી ઘાટ સોહયામણારે)

ધન્ય ધન્ય સુરત શહેરનેરે, ધન્ય શ્રી બાલકૃષ્ણજીના ધામ;
શ્રી બ્રીજરત્નલાલ, જસના ડંકા જગ વાગીયારે. —ટેક.
જશના દુંદુભિ ભારેગડગડયારે પ્રતાપ જણાવ્યા દસોદિશ;
શ્રી બ્રીજરત્ન....૧
ધન્ય ધન્ય છો શ્રી મહારાજજીરે, ધન્ય મોટા કીધા કાજ;
શ્રી બ્રીજરત્ન....૨
શ્રી મહા પ્રભુ વંશ દિપાવીયારે, કીર્તિ અચલ જગ છાંવી;
શ્રી બ્રીજરત્ન....૩

શ્રી બાલકૃષ્ણ પ્રભુજીને રીજવ્યારે, વિવિધ મનોરથ ભાવ;
શ્રી બ્રીજરત્ન....૪

ઓચ્છવો કર્યા બાર માસનારે, વ્રજલીલા પ્રગટાવી;
શ્રી બ્રીજરત્ન....૫

અષ્ટ નિધિથી બાલકૃષ્ણનેરે, આરોગાવ્યા છપ્પન ભોગ;
શ્રી બ્રીજરત્ન... ૬

શ્રી ગોવિંદલાલના જનોઈ તણારે, શોભાવ્યા ભારે પ્રસ્તાવ;
શ્રી બ્રીજરત્ન....૭

દ્વિવિધના સમારંભ ગરજીયારે, આનંદ ઘન વર્ષાવ્યા;
શ્રી બ્રીજરત્ન....૮

શ્રી-ગોસ્વામિ બાલકો પધરાવીયારે, તિકેટ સહિત સૌ મહારાજ;
શ્રી બ્રીજરત્ન....૯

શ્રી વહુ બેટીઓજી પરિવારથીરે, હરખ ભર્યા સર્વ આવ્યા;
શ્રી બ્રીજરત્ન....૧૦

સનમાને બિરાજ્યા સ્નેહથીરે, શોભાતા નિધિના ભુવન;
શ્રી બ્રીજરત્ન...૧૧

મનોરથ માંહે આનંદ ભર્યારે, શેવામાં સૌ શોભાય;
શ્રી બ્રીજરત્ન....૧૨

લડાવે નિધિને અતિ પ્રેમથીરે, દર્શને શોભા વાધે;
શ્રી બ્રીજરત્ન...૧૩

શ્રી બાલકૃષ્ણ પ્રભુ પ્રસન્ન થતારે, મહાપ્રભુજીનો જોઈ પરિવાર;
શ્રી બ્રીજરત્નુ...૧૪

લડાવે વલી શ્રીગોવિંદલાલનેરે, સઉ મહારાજો આણી બહુ વ્હાલ;
શ્રી બ્રીજરત્ન....૧૫

બીનેકી કેશ વરઘોડા ભલારે, શોભાવતા નિત ભારે રીત;
શ્રી બ્રીજરત્ન....૧૬

શ્રી વ્રજરત્ન આપમન ભાવનારે, ધાર્યાં પૂરણ કર્યા કાંમ;
શ્રી બ્રીજરત્ન....૧૭

મનોરથ સરવે વિજય થતારે, પ્રસ્તાવ વિજય કહેવાય;
શ્રી બ્રીજરત્ન....૧૮

શ્રી મહારાજ આપ આનંદથીરે, આપે સહુને વિદાય;
શ્રી બ્રીજરત્ન....૧૯

વિદાયગીરી શોભા કરીરે, રૂડી રીતે સનમાન;
શ્રી બ્રીજરત્ન...૨૦

શ્રી વહુ બેટી સહીત મહારાજનેરે, પહેરામણી રીત શોભાવી;
શ્રી બ્રીજરત્ન....૨૧

વસન આભરણો બહુ મૂલનારે, આપ્યા ભારે પોસાગ;
શ્રી બ્રીજરત્ન....૨૨

સહોદર સ્વજન સંતોપીનેરે, વળાવ્યા રંગે નિજ ગ્રેહ;
શ્રી બ્રીજરત્ન...૨૩



વિવેક પૂર્ણ ગુણ આપછોરે, ઉદાર રત્નાગર ભર્યાં;
શ્રી બ્રીજરત્ન....૨૪

દેશ દેશના વૈષ્ણવો જે આવીયારે, તે કરતા ભેટ પ્રેમભાવે;
શ્રી બ્રીજરત્ન....૨૫

છપ્પન ભોગની સામગ્રી માંરે; આપે શેવા જથા જોગ;
શ્રી બ્રીજરત્ન....૨૬

હજારો જનોની જહાં ભીડછેરે, હેના સેવા શેવકો શ્યાણા ધીર;
શ્રી બ્રીજરત્ન....૨૭

નાણાં પહોંચ લખી આપતારે, જ્યાં થાતી ભારે ધમાલ;
શ્રી બ્રીજરત્ન....૨૮

પ્રસાદ લઈ વેગે પરવરેરે, ભેટ ઉપરાણા ઓઢી જાય;
શ્રી બ્રીજરત્ન....૨૯

દંડવત્ કરી જય બોલતારે, વૈષ્ણવો સુખથી સીધાવ્યા;
શ્રી બ્રીજરત્ન....૩૦

નિરવિઘ્ને આનંદ થયારે, શ્રીબાળકૃષ્ણે રાખ્યો છે રંગ;
શ્રી બ્રીજરત્ન....૩૧

જશવિજય શ્રી મહાપ્રભુ તણારે, શ્રીબ્રીજરત્નલાલના જસગાવો;
શ્રી બ્રીજરત્ન....૩૨



# धोळ २३ मुं.

## राग लावणी (हीन्दी भाषा) ख्याल.

राजाधिराज महाराज श्री वल्लभ कुल कहावे,
सुरतमें राजत ( श्री ) श्रीजरत्न तख्त शोभावे. टेक.

श्री बालक्रीष्ण निध इश, विराजे जीन शिष, गादी शोभानी,
तख्तोपें बडेनकी कीर्त अचल जगठानी. १

जेहीं प्रगटे श्रीव्रीजरत्नलाल, धर्मप्रतिपाल, सकलगुनरासी,
श्री वल्लभ प्रभुके गुणरुप, रहे हे प्रकाशी. २

गुण दिव्य बढे हे जगमान, विद्या निधवान, गुरुपद्धारी,
आचार्य धर्म सब पुर्ण, झलक रहे भारी. ३

करे वेदशास्त्र विधकाज, भक्तिपथराज, सुजश जग छांये,
श्री क्रीष्ण ब्रह्मको भारी छप्पन भोग लाये. ४
मनोरथ उत्सव भये प्रभु न मन भावे.
सुरतमें राजत......राजाधि.

### चोक २ जो.

और गोबिन्दराय निज लाल, जिनोके सुमाल, जनेउजब दिने,
प्रस्ताव आनन्द अप्रतिम, शोभित बहु कीने. १
ब्राह्मनको भारी सन्मान, दीने बहोदान, वसन पहराये,
और सहस्त्रावधि जहां ब्रह्मभोजन करवाये. २

पंडित शास्त्री बिद्वान, ओर गुनवान, भिक्षुक जेही आये,
श्री जमुना पुत्र कवि भाट, मान सब पाये. ३
सत्कार बहोतसे कीये, दच्छना दीये, जथा सब पाते,
प्रसाद भोजन खूब करें, जान जस गाते. ४
निज जनकों दीयें सीरोपाव, प्रभुता दरसावें—
सुरतमें राजत...राजाधि.

## चोक ३ जो.

मंदिरके शेवक आश्रित, जिनोंसे बडी प्रीत, और दरबारी,
सीरौपाव सबनको दीये, जेसे अधकारी. १
शेवाके उठाय जिने भार, कार्य सहकार, श्रमित भये जाने,
महाराज हुअे हे प्रसन्न कदर पयछाने. २
पहरायदीनें पोशाग, बंधाय शीर पाघ, दुशाला ओढाये,
सुन्नेके कडे अंगुठी कंठी शोभाये. ३
खुश कीये सबे सों करप्यार, खोले भंडार, खर्च लख डारे,
प्रभुधाम द्रव्यको लेखा करत जन हारे. ४
जेही छप्पन भोग हरि कीये, प्रसाद सब पावे.
सुरतमें राजत...राजाधि

## चोक ४ थो.

देखे प्रसादके भंडार, भरें हे अपार, श्रेष्णवकों बटते,
भर भरके देत टोकरा, दीखे न कछु घटते. १
महाराज कीये बिचार, धर्मके आधार, दया हृदय जानी,
निराधार अपंग जीवोपें, करुना प्रगटानी. २



प्रसादके सकट भरवाये, वहां पठवाये, आश्रम सब देखे,
अनाथ जीवोंको खवाय आत्मा संतोषे. ३
श्री श्रीजरत्न धर्मके धांम, बने जगनाम, अपरिमित दाता,
श्री बल्लभवंश विख्यात, कलिके जनत्राता. ४
जिनोके गुन यश पूर, नाम मशहूर, मिलवे जन चहाते,
जा मीले दरशसें प्रेमानंद हो जाते. ५
कवि दास भीकम खूश, अघसे गुरुके जश गावे,
सुरतमें राजत...राजाधि.

---

## ધોળ ૨૪ મું.

### શ્રી બાળકૃષ્ણ પ્રભુની સ્તુતિ.

(રાગ હરિદાસી ધનાશ્રી)

અંતર લાપિકા પ્રથમાક્ષરી.

શ્રી બાળકૃષ્ણ કૃપાળ, સમર મન. શ્રી. ટેક.

બ્રીજ બ્રંદાબનચંદ પ્રભુએ;
જસોદાસુત નંદલાલ........સમર મન. ૧
રહ્યા બીરાજી શ્રીવલ્લભ ગ્રેહ;
તરેવા જન કલીકાળ........સમર મન. ૨
નવનવા નેહ શ્રી બ્રીજરત્ન લડાવે;
લાગો વ્હાલા બ્રીજ પાલ........સમર મન. ૩
લલિતરૂપ એ શ્રીકૃષ્ણ ચરણભજ;
જીવ શર્ણ પ્રતિપાલ........સમર મન. ૪

મહા ભાવે રીજવે શ્રીવલ્લભ સુત;
હાવ ભાવ અતિ વહાલ........સમર મન. ૫
શાજો સુરતે એવા નાથ ભકતશિર;
જન્મ જન્મ ચિર કાલ........સમર મન. ૬
સત ઓગણીસ પર અવધિ શિખિસહ;
દાખ્યા અંક ક્રમે સાલ........સમર મન. ૭
આનંદ એ વર્ષે મધુ માસે;
પરમ ઉત્સાહ વિશાળ........સમર મન. ૮
આપ્યા આનંદ છપ્પન ભોગ લીલા;
નંદ ભુવનમાં રસાળ..........સમર મન ૯
દરસે પરસી લીલા તે વર્ણવી;
માની કૃપા કૃત બાળ.......સમર મન. ૧૦
રચે સ્તવન નિજદાસ કિંકર કવિ;
હોય ત્રિકમ નિત્ય ન્યાહાલ....સમર મન. ૧૧

આ પદની દરેક લીટીનો પ્રથમ અક્ષર જોડી વાંચતા મહારાજ શ્રીનુ નામ નીકળે છે

---

इतिश्री वाळकृष्णलालनी छप्पनभोगनी लीलानुं तथा श्रीगोवींदलालजीना उपवीत प्रस्तावनुं शोभावर्णन संपूर्ण.





# મહારાજશ્રીના મોટા લાલજી શ્રીગોવીંદરાયજી વિષે

## પદ ૧.

(રાગ–સોરઠ)

શ્રીગોવીંદરાય લાલ,ગુણવંત રૂપાળા રસે ભર્યારે
નિરખતાં મન ઠર્યારે. શ્રી ટેક

શ્રીબાળકૃષ્ણ પ્રભુજીસું રસીયા, બાળ ભાવ રમવા જ્યાં વસીયા;
કુંજલીલા રસ પ્રગટરૂપ પોતે ધર્યારે..........શ્રી ગો. ૧

શ્રી કુંજબિહારી નામ શોભાવો, ગોરસ્વરૂપ કાન્તી ઝલકાવો.
ચાલોછો લટક, નેત્રની મટક, ઘેરી દ્રષ્ટે ઘેલા કર્યારે. શ્રી. ગો ૨

શીળ સ્વભાવ સુકુમાર રસાળા, રાજકુંવર લાગો બહુ વહાલા,
શ્રી મુખની મલક, અધરની ચટક, શિરકેસ ઢળક જોઈ
મન હર્યારે–શ્રી ગો. ૩

રસમસતા મંદીર મહાલંતા, છોટા બંધુ શ્રીમધુરસંગે રમતા
જુગલ કુંવર જેમ નંદભુવનમાં, લીલારસસિન્ધુ ઠર્યારે
શ્રી ગોવિન્દ. ૪

શ્રીમહાપ્રભુ નિજવંશ દીપાવો,શ્રીબાળકૃષ્ણનિધિ ગાદી શોભાવો,
શ્રીબ્રીજરત્ન સદા શિરતાજ કાજ, સર્વે સર્યારે. શ્રીગોવિંદ. ૫

સંવત સત ઓગણીસ સીતેરે, પ્રગટયા આપ શ્રીકૃષ્ણ મંદિરે,
કુંજ એકાદશી માસ ફાલ્ગુને, શ્રીવલ્લભ વંશ જગ વિસ્તર્યારે,
શ્રી ગોવિંદ. ૬

શ્રીબ્રીજરત્ન પ્રભુના કુંવર કહેવાયાં,આનંદરૂપ શ્રીગોવિંદગુણગાયા
કવિદાસ ત્રિકમ નીત નિકટ રહી, દુઃખડાં હર્યા રે શ્રી ગોવિંદ ૭

## પદ બીજું.
## છોટાલાલજી શ્રીમધુસૂદન લાલજી વિષે.
### (રાગ–સોરઠ)

શ્રીમધુસૂદનલાલ પ્રભુ મધુરરૂપ મન ભાવતારે,
સુધારસ પાવતારે શ્રી મધુ ટેક.

શ્રીબાળકૃષ્ણ ઇચ્છા મન ભાવી, મધુરાકૃત સુરત નિરખાવી,
શ્રીબ્રીજરત્નલાલ શું કૃપા સદા વર્ષાવતારે. શ્રી મધુ....૧
મધુસૂદન મધુરશ્રી ગોવિંદ સંગ ખેલે,બાળભાવ અમૃત રસ રેલે,
શ્રીકૃષ્ણચંદ્ર મંદિર સુરત શોભાવતારે. શ્રી મધુ....૨.
શ્રીમુખ મધુરા બોલ રસાળા, મધુર મૃદુ શ્રીઅંગ રૂપાળા,
મધુર ચપલ નયણાં વહાલા બહુ લાગતારે. શ્રી મધુ....૩
સુંદર આભ્રણના હોંસીલા, ઘોડાગાડીના ઘણા રસીલા,
ખેલ નવા રમવાને મન હરખાવતારે, શ્રી મધુ....૪
શ્રીમાત તાત અતિ પ્રેમે લડાવે, આનંદ સિન્ધુ હૃદયે હુલસાવે,
જુગલ કમળ નેત્રે શિતલતા પામતારે. શ્રી મધુ....૫
સત ઓગણીસ બહોતેરે કહીયે, વસંતમાસ શુદ્ધ,ચતુર્દશી એ
પ્રગટયા ધામ જ્યાં, બાળકૃષ્ણજી બિરાજતાંરે. શ્રી મધુ....૬
નંદભુવન કુંવર બેઉ રમતા, વૈષ્ણવ જન મન રંજન કરતા,
દાસ ત્રિકમ શ્રીમધુરપ્રભુના, મધુર મધુર ગુણ ગાવતારે.
શ્રી મધુ....૭

# મહારાજશ્રીના બેટીજી વિષે.

## ધોળ ૧.

(રાગ—ગરબી શ્રી જમુનાને તીરે મારો વ્હાલો)

શ્રી બાલકૃષ્ણ મંદિરમાં જોયાં,
શ્રી બહેના રાજા નિરખી મન મોહ્યાંરે. ટેક
શ્રી બાળકૃષ્ણ પ્રભુ છો રસીલા,
આનંદરૂપ આપની છે લીલારે. શ્રીબાળકૃષ્ણ ૧
આનંદ વેલી (શ્રી) વલ્લભ વંશ છાંઇ,
શ્રી બ્રીજરત્ન ઘેર નવલ વધાઇરે. શ્રી....૨
શ્રી માતા કૃષ્ણપ્રીયા પ્રભા પ્રકાશી,
પ્રગટયા કુંવરી તેજ રત્નરાશીરે. શ્રી....૩
રૂપ ચંદ્ર પ્રભા જેવા લાવ્યા,
શ્રી કુસુમલતા નામ શોભાવ્યારે. શ્રી...૪
નંદ ધામ બાંધવ બે નિહાર્યા,
વેગે બહેન સોહદ્રજી પધાર્યારે. શ્રી....૫
જોતાં સૌના હ્રદય હરખાવો,
આનંદ પ્રેમ અતિ હુલસાવોરે. શ્રી....૬
ગૌર વર્ણરૂપે છો રસાળા.
શ્રી મુખ કમલ નેત્ર રતનાળારે. શ્રી....૭

લાડકડા બહેનાજી છો બાળા,
સુકુમાર લાગો બહુ વ્હાલારે. શ્રી....૮
રાજકુંવરી મંદીરમાં ભાવ્યા,
શ્રી વલ્લભ કુળે વધાર્યાં અજવાળારે. શ્રી....૯
શ્રી માત તાત ઉછંગે દીઠા,
શ્રીબહેના રાજાજી લાગો ઘણા મિઠારે. શ્રી....૧૦
શ્રીકૃષ્ણ બલીભદ્ર આનંદ દેખાડે,
લેઇ લેઇ મિઠડા શ્રી તાતજી રમાડેરે, શ્રી...૧૧
મિઠા બોલ લાડીલીજી બોલે,
બાંધવ સંગે રમવાને ડોલેરે. શ્રી...૧૨
નિજ જન જોઇ જોઇ અતિ હરખાતા,
નિરખી વૈષ્ણવ જન વારી જાતારે. શ્રી....૧૩
શ્રી બહેનાજી તમારા ગુણ ગાયા,
કવિ ત્રિકમ આપના કહેવાયારે. શ્રી બાળ૦ ૧૪
બહેના રાજા નિરખી.



## સંવત ૧૯૭૬ના અધીક શ્રાવણ માસમાં થયેલા ચાર મનોરથમાં ચીરહરણલીલા.

### ગાયન રાગ બનજારો.

શ્રી ક્રીષ્ણ મેરે દીલ્લ પ્યારે, જસોદા સુત નંદદુલારે,
દીલ પ્યારે (૨) દ્રગન કે તારે, જસોદા....શ્રી ટેક.

તેરી લીલા અજબ અનોખી, બાલરૂપ કલા બીસેખી,
તુમ હો શ્રીવલ્લભ ઉર હારે, જસોદા....શ્રી-૧

### સાખી ૧લી.

બ્રીજબાસ કાજ પુરનકીયે, અબબસે (શ્રી) બલ્લભ નીજ ધામ,
નીજ દૈવી સૃષ્ટી સુખ દેનકો, કલીજનઉધરનકેકાંમ,
બ્રીજ નીધી સુરતીમે નીહારે, જસોદા....શ્રી.

શ્રી બ્રીજરત્નલાલ મન ભાવે, આનંદ અધીકસેં બઢાવે,
જયો પ્રભુ આનંદ ખુબ પાવે, નીત નઇ લીલાસોં લડાવે,
ચીર ઘાટ સુંદર સીનગારે, જસોદા....શ્રી ૨

### સાખી ૨જી.

શ્રાવન ક્રીષ્ણ ચતુરદશી, ચીર લીલા સમય સીનગાર,
શ્રી જમુના દરશણ બને, ત્રટ કદંબ બ્રચ્છ કે ભાર,
કાલીંદી બહુત જલકારે, જસોદા...શ્રી.

જહાં સ્નાન કરત સુકુમારી, ગોપીજન સબ વ્રતધારી,
તીર ધરે ચીર સવાંરી, તજલાજ ન્હાતપટડારી,
આ ગયે વ્હાં બંસી બારે, જસોદા....શ્રી ૩

## સાખી ૩જી.

કીને બસ્ત્ર હરન શ્રી ક્રીષ્ણને, ધર દીયે કદંમ સબડાર,
દેખીયત તરૂબર ફુલી રહે, બીચરાજત નંદકુમાર,
શ્રી બાલ ક્રીષ્ણ બંસી કર ધારે, જસોદા....શ્રી.

બજી બંસી સબે ગભરાની, દેખ સ્યામ તબહી સકુચાની,
હરલીયે બસ્ત્ર ચોંજાની, ચકીત વ્હેરહી પછીતાની,
જલ બીચ ચીત્રસી ઠારે, જસોદા....શ્રી. ૪

## સાખી ૪થી.

લીલા દરસ સુખ દેતહે, શ્રી બલ્લભ પ્રભુકે બાલ,
શ્રી બ્રીજરત્નલાલ કૃપા કરે, હય વૈષ્ણવકે પ્રતીપાલ,
શ્રી બ્રીજરાજ સુરત ઉજીયારે. જસોદા....શ્રી. ક્રીષ્ણ. ૫

श्री कृष्णार्पणमस्तुः

# समाप्त.

શ્રી વલ્લભ કુળના ચરણના શેવક.
દાસાનુદાસ વૈષ્ણવ ત્રીકમદાસ શાંવદાસ નવાપુરવાસીના
સરવે વૈષ્ણવોને ભગવદ સ્મર્ણ પહોંચે.

આ પુસ્તક મળવાના ઠેકાણાઃ–

૧. સુરત–મોટા મંદીરમાં.



૨. વૈષ્ણવ ત્રીભોવનદાસ મોતીલાલ.

નવાપુર. ટી. વી. રેલ્વે.

